



ઉજ્જેણ નગરીનો

# ચતુરસિંહ ઠગારો.



## ભાગ ચોથો.

મનરંજન કરનારી સત્તર વાર્ત્તાનો
મ્હોટો સંગ્રહ

નકલ ૨૦૦૦, સને ૧૯૧૨, આવૃતી પહેલી,

છપાવી પ્રસિદ્ધ કરનાર.
શા. નારણલાલ મોતીલાલ.
બુકસેલર—અમદાવાદ.



અમદાવાદ.
શ્રી 'રામકૃષ્ણ' પ્રીન્ટીંગ પ્રેસમાં શા. મગનલાલ
હરીવલ્લભદાસે છાપ્યુ—પાંચકૂવા નવાદરવાજા.

કીંમત આઠ આના.

ઉજ - નગરાના—

# ચતુરસીંહ ઠગારો.

## ભાગ ચોથો.

—:o:—

## વારતા ૧ લી.

### સુથાર સાથે રાજ કન્યાનાં લગ્ન.

આજે ઊજેની નગરીની સેરીએ અને ગલીએગલીએ ઘેરે ઘેરે! એવી વાતો ચાલી રહીછે કે, એક બાવાએ પોતાની ચાલાકીથી એક ધુતારણુ સ્ત્રીને પકડી છે. અને તેને કોટવાળ આજે રાજાના દરબારમાં ઉભા કરનાર છે. હવે જોઇએ છીએ કે રાજા તેનો કેવી રીતે ન્યાય કરે છે.

પણુ ચતુરસિંહને કાલે ઠગી ગયું તે ઠગનાર સ્ત્રી છે કે પુરૂષ છે. તેનો હજી કંઇપણુ પત્તો મળ્યો નથી. આવી રીતે ફાવે તેમ નગરીમાં નવરા બોલાઓ ગપાટાના ગોળા ઉરાડી રહ્યાં છે. એટલામાં

કોટવાળ બીડું ઝડપનાર બાવાને અને તે ધુતારણ સ્ત્રીને સીપાઇઓના પહેરા સાથે લઇને દરબારમાં જવાને ભરબજારની વચ્ચેથી નિકળ્યો.

આ તમાશો જોવાને માટે લોકોના ટોળા થઇને તેની પાછળ આવવા લાગ્યા.

આ વરઘોડો ફરતો ફરતો દરબારની અંદર દાખલ થયો.

દરબાર લોકોથી ભરાઈ જવાથી બાકીના લોકોને કોર્ટની બહાર કાઢયા. રાજા ન્યાયસન ઉપર બીરાજમાન થતાની વાર તમામ દરબાર શાંત થઇ ગઇ.

ધુતારણને કેદીના પાંજરામાં અને બાવાને સાક્ષીના પાંજરામાં ઉભેલા જોઇને રાજાએ કોટવાળને પુછ્યું કે '

'સ્ત્રી કેદીએ શુ અપરાધ કર્યો છે ?'

**કોટવાળ**—એ માટે હું કાંઇ જાણતો નથી.

**રાજા**—તો પછી તેને શા માટે પકડી છે. તેમ કરવાને તને કોણે અધીકાર આપ્યો હતો.

**કોટવાલ**—મધરાતનાં એક જુંવાન પુરૂષે મારી પાસે આવીને કહ્યું કે ? એક બાવો એને એક સ્ત્રી એક એકના લોહી પીવાને તૈયાર થયાછે તેથી બનેના થતા ખુનો અટકાવી તેને પકડી લાવી આપની હજુર ઉભા કરેલ છે.

**રાજા**—આ બાવો એજ આ ધુતારણને પકડવાને બીડું ઝડ-પ્યુ હતું કે,

**બાવો**—હાજી સાહેબ !

**ચતુરસીંહ**—આજથી ત્રીજા દીવસની દરબારમાંથી જે અમોલ સ્ત્રીએ આ ધુતારણુને પકડવાનું બીડું ઝડપયું હતુ તે અમોલ સ્ત્રીને તમે ઓળખો છો કે ?

**બાવો**—હાજી ઓળખું છુ ?

**ચતુરસીંહ**—તેની સાથે તમે આવ્યા હતાં કે ?

**બાવો**—હા હું આવ્યો હતો.

**ચતુરસીંહ**—તેની સાથે તમારો શું સંબંધ છે.

**બાવો**—તે માટે હું કાઇ પણ ખુલાસો કરવાને ઘણો અસ્કત છું.

**ધુતારણ**—ધીરાજ ! તે ખરી સ્ત્રી નહોતી. પણ કાષ્ટની બના-વેલી પુતલી હતી.

**વીક્રમ**—( ચીરડાઇ જઇને ) હે મૂર્ખ સ્ત્રી તને પૂછયા વગર વચમાં શા માટે બોલી ઉઠી ? તું જાણતી નથી કે આ વીક્રમની દરબાર છે.

**ચતુર—હે** સીલ્પ શાસ્ત્રના જાણુક! જ્યારે કોટવાલ તમને પકડવા આવ્યો ત્યારે તેની સાથે જે માણસ આવ્યો હતો તેને તમે ઓળખો છો કે ?

**બાવો**—નહીં! મુદ્દલ નહીં!

**ચતુર**—કોઈ પણ પ્રસંગે કોઈ પણ 'વાતચિત્તના સંબંધે તમને તે માણુસ મળ્યો નહોતો ? ખરૂં કહો ?

**બાવો**—પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે તે વાત તરત ગલત છે.

**ચતુરસીહ**—શું ત્યારે તમે કોઇની પણ મદદ લીધા વગર તમે તમારી હીંમતથી જ આ ધુતારણને પકડી છે.

**બાવો**—ફક્ત મારી તાત્રીક કળાના બળથીજ, હું આ ધુતા-રણને પકડવાને સમર્થ થયો છુ.

**ચતુરસીહં**—ગઈ રાતનાં 'એક ટેકરા ઉપરથી જે મ્હોટો પ્રકાશ પડતો હતો તે તું જાણે છે કે ?

**બાવો**—હા હું જાણું છું.

**ચતુર**—તે માટે તને કંઇક શંકા થઈ હતી કે ?

**બાવો**—હા થઇ હતી ખરી.

**ચતુર**—તો પછી તેની તપાસ કેમ કરી નહીં.

**બાવો**—મારામાં તેની તપાસ કરવા જેટલું સામર્થ ન હોવાથી મેં તેની તપાસ કરવાને મુકી દીધું હતું.

**ચતુર**—પ્રકાશ બંધ થયા પછી તારા બદલે આ ધુતારણને બીજા કોઇએ તેને કંઇકિ કહ્યું હતું કે ?

**બાવા**—હા.

**ચતુર**—તે પુરૂપ હતો કે સ્ત્રી ?

**બાવો**—મારા સમજવા મુજબતો તે ખરેખર સ્ત્રીજ હતી. પણ કુમાર આપસર્વ ભોંમમાં પકાઓ છે. તો આપ ન્યાયવંતે ન્યાય મૂર્તિ શું મારા જેવા એક કંગાલ માણુસને ન્યાય નહીં આપશો ? જે હું ન્યાયની સીમા છોડીને અન્યાયી માર્ગે જઉંતો બેલાશક મને શીક્ષા થવીજ જોઇએ. ચતુરસીંહ આપ પક્કા ઉસ્તાદ તરીકે નામના મેળવી છે. તો તેવા ઉંસ્તાદ આગળ મારા જેવો ઠગારો શી ગણત્રીમાં છે? પણ મને જે માટે શંકા ઉત્પન્ન થઇ છે તેનું નિવારણ કરવા માટેજ આપને ઉપલો સવાલ પુછયો છે અને તે મારો બચાવ કરવા માટેનો સત્ય રસ્તો મેં ધારણ કરેલો છે. તો તેમાં ન્યાય મદદગાર થશેજ. એ બાદમાં હું આ વીક્રમની દરબારમાં નિશ્ચિંત છું.

**રાજા**—સુથાર ! મારો આ ન્યાયદંડ સર્વને માટે શુદ્ધ અને પવીત્ર છે. અને તે ન્યાયદંડને ન્યાય આપવાને હું પણ આધીન છું. માટે એ ન્યાયને અનુકલ થઇ જે તારે યોગ્ય રસ્તો લેવો ઘટે એવો શુદ્ધ ન્યાયમાં રસ્તો લો. એમ તને મારો આ ન્યાયદંડ સુચવે છે.

**સુતાર**—એ આપની ન્યાયવૃત્તીનો મને પુરતો વીશ્વાસ છે અને એજ અદ્દભુત વીશ્વાસનીત્વ કૃતી મહામણી વીક્રમની રાજ્ય રીતી પરદુઃખ ભંજનની મહદ પ્રતીષ્ટા ધારણ કરી છે.

**વીક્રમ**—ન્યાયને માટે જેટલું બોલી શકીએ તેટલું વર્ષો સુધી બોલીયે તોપણ તે ઓછું છે માટે એ ન્યાયને સરળ રસ્તે જવાનો તું પુરો હકદાર છે.

**સુતાર**—કુમાર સાહેબ ! આપનુ નામજ મારા હૃદયને સાક્ષી આપે છે કે વીક્રમ રાજાની તો શું પરતુ આખી દુનીયાપરના સઘળા ઠગ વીઘાના કામો આપનાથી અજાણ્યા નજ હોય, વળી આપની એ વીઘાની હદ ઉપરાંતની પદ્દવી ધારણ કરવામાં, આપનો ઢંઢેરો એ આપની ચંચળતાની શાક્ષી આપે છે. તોપણ કદાચ આ બાબતમાં મેં જે બીડું ઝડપ્યુ હતુ અને તે પછી એ કામમાં હાથ નાખવાનો આપનો બીલકુલ હક નહોતો તે કામમા આપ વચ્ચે આવશો. એ મારા ખ્યાલ બહાર હતું, પરતુ આપની ચંચળતા આપની નીચીક્ષણ વીઘાનું સર્વ વ્યાપકપણાનું બળ આ આપના સવાલથી ચોકસ દેખાડી આપે છેકે આ કામમાં આપનો, આપનો નહીં તો, આપનાજ કોઈ ઠગનો પુરતો હાથ છે.

**ચતુર**—સુતાર ! જો કે તારી કલ્પના ઠીક છે, તો પણ એક દમ તું મારી આબરૂ પર હાથ નાંખે છે તેને માટે તારે વીચારવું પડશે. વીચીત્ર સવાલ જવાબ એજ ન્યાયાધીશની બુદ્ધિનું મહત્વ છે. નહીંકે ન્યાયાધીશ દરેક કામમાં સાથે ભળેલો હોય છતાં ન્યાય કરનાર આજુબાજુના સંબંધ ઉપરથી કોઇ કલ્પના આવતા ભેદ ભરેલા

સવાલ પુછવાથીજ ગુન્હેગાર અગર જુઠા શાક્ષી ગભરાઇને જે સાચું હોય તે કહી આપે છે.

**સુતાર**—એમજ હશે. પરંતુ આ સ્થળે તો એથી તદન વીરૂદ્ધ છે કારણ આપ વીચીક્ષણ અમારા શીરછત્ર છો છતાં અમે પણ એ વીધાના સહજ સેવક છઇએ તો આટલુ સમજવાની, આ મારી શક્તિ માટે મને બીલકુલ અવીશ્વાસ ઉત્પન્ન થતો નથી.

**વીક્રમ**—આમ આડી અવળી તકરાર કરી દરબારનો કીંમતી વખત ગુમાવવા કરતાં સરળ મુદ્દાપર બનેને આવવું જોઇએ.

**સુતાર**—મહારાજાની એ આજ્ઞાને હું આધીન છું. કુમાર શ્રી જ્યારે આપ એ વખતે ત્યાં હાજર નહતા, વળી કોઈ વ્યક્તી મારફત તમે આ જોયુ અગર જાણ્યુ નથી, ત્યારે આવા બારીક સવાલો તમે ફક્ત કલ્પનાને આધારે પુછો છો.

**ચતુર**—હા અને એવા દરેક સવાલનો તારે ચોકસ જવાબ આપવોજ જોઇએ. કારણ એ બાબતમાં એક બીજો ભેદ સમાયેલો છે અને તે ભેદ ન્યાય રસ્તે ગુન્હામાં ગણાય છે.

**સુતાર**—હશે, જ્યારે આપ અંતર્યામી પદ ધારણ કરી મારી ગુપ્ત વાર્તા જાણી તે સવાલ પુછી શકો છો તો લાચારીએ મારે તેના પુરતા જવાબ આપવાજ જોઇએ, આથી હું કોઇ બીજો ગુન્હો કબુલ કરતો નથી તેમ તમને ત્યાં હાજર રહેવા બાબતનો પુછેલો સવાલ પાછો ખેંચી લેતો નથી, પરંતુ આપના સવાલ પુછવાની ઉત્તમ ખુબીજ મને મદદગાર થશે,

ચતુર—ઠીક છે. પ્રથમ તો મારા પુછેલા સવાલનો જવાબ આપ. કારણ તેં જે સ્રીને કેદ કરી છે તે સ્રી એક રાજ્યને પણ ચકડોળે ચડાવવાને શક્તિવાન છે. તો તારા એકલા હાથે આ કામ થવું અશકય છે, તેમા તારો પ્રથમ જવાબ આવી ગયો છે કે તારી સાથે તે વખતે કોઇ વ્યકતીએ કાંઈક સબધ ધરાવ્યો તે.

સુતાર—જો કે એ વ્યકતીને હું બીલકુલ જાણતો નથી છતાં પણ એ વખતને અનુકુળ થયેલી મારી સહેજ વાતચીતથી કદાચ આપને એમ જણાતું હોય તો એ માટે હું લાચાર છું, પરંતુ ન્યાય રીતીએ જ્યાંસુધી પુરતા પુરાવાથી એક બાબત સાબીત ન થાય ત્યાં સુધી ફરજયાત કોઇ બાબત કબુલ કરાવી શકાય નહીં, એ આપ જાણુતાજ હશો.

ચતુર—બેશક! અને એ માટે જ મારે આટલું વીશેષ બો-લવાની જરૂર પડી છે. ભલે તમારી પર જે પ્રકાશ પડતો હતો તે તારી કારીગરીને આધારે કે કોઈ માણસની મદદથી.

સુતાર—એ બાબતહું કાંઇ જાણતો નથી તો પણ એ પ્રકાશ કારીગરીને આધારે આવી શકે તેવો હતોજ નહીં પરંતુ કોઈ માણસ મારફતજ એ કામ થતુંજ હોવું જોઇએ.

ચતુર—આ બીજો પુરાવો તને એ પ્રકાશની મદદ કરનાર રા-જ્ય હુકમથી મનાઈ છતાં બહાર પડેલા માણસ તે તારૂંજ માણસ હોવું જોઇએ. કારણ તું પોતેજ કહે છે કે એ કામ કોઇ માણસનું જ હતું જયારે તું જાણતો હતો કે આ કોઇ માણસ મારફત પ્રકાશ

પડે છે ત્યારે એ માણુસ કોણુ અને તારી સત્તા છતાં ત્યાં આવવાનું શું કારણુ એ તપાસ કરવા એક વખતે તુ પુરતો સતાધીશ હતો.

**સુતાર**—એ બાબતનો જો કે મને ખ્યાલ આવ્યો હતો, છતા આ ધુતારણુ તરફનું એ કાર્ય હશે અથવા પછી ભલે બીજું કોઇ હોય તો પણુ હુ એ રસ્તે દોરાઇ શકવાને અશકત હતો કારણુ મેં એ વખતે એવો સોંગ ધારણુ કર્યો હતો કે મારી ચાલ ચલણુમાં સહજ ફેરફાર થતાં આ જગતને ઠગનારી ઠગારણુ ચેતીજ જાય.

**ચતુર**—તારી વાકય ચાતુરીથી જો કે તુ તારો બચાવ કરે છે પરંતુ જાણે છે કે આ સવાલ પુછનાર ચતુરસીંહ છે.

**સુતાર**—સત્ય રસ્તો હમેશાં નીર્ભય છે. સત્યમાં ઇશ્વર સદા મદદગારછે સત્યનો બેડો સદા પાર છે.

**ચતુર**—ઠીકછે, એ તારી સત્યાતા હમણાંજ જણાશે. જો કે આ કામ બહાદુરીનું કર્યું છે પરતુ તે બાબતમાં અનેક મદદગાર છતાં જુઠુ બોલી આખા દરબારને ઠગે છે. એ એક મોટો ગુન્હો થાય છે એ ખ્યાલમાં રાખજે.

**સુતાર**—આપ આ બાબતના સવાલ પુછવા માટે બહુ ગુંચવણુમાં પડો છો, તો એ ગુંચવણુ ટાળવા માટે હુ જ કહું છું કે. ગઇ રાત્રે આજે બાબત બનેલી છે. અને જેમાં મેં એકલે હાથે જીત મેળવી છે તેની પર કોઇ છુપી નજર રાખનારા હતાજ અને તે બીજા કોઇ નહીં પણુ આપજ હતા. એમ હું નીઃસંશય કહું છું. એના પ્રથમ

પુરાવામાં તમારા ચહેરાપરનો ઉકળાટ બતાવે છે. બીજા પુરાવામાં ચતુર કે જે સવાઇ વીક્રમ ચતુરાઇનો પીર કે જેનો એક સાદો સવાલ ચાહે તેવા ઠગને અકળાવી સત્ય કબુલ કરાવવાને શકિતવાન છે એ અદ્દભુત શકિત આજે કાંઇક જુઇજ રસ્તે જાંય છે.

ત્રીજા પુરાવામાં ગઇકાલ જે વખતે આ ઠગારણને પકડવાનું બીડું દરબારમાં રાખ્યુ હતું તે વખતે એ બીડું ઝડપવા આપ તૈયાર થયા હતાં, પરંતુ મહારાજાએ આપને મના કરી એ બાબત શંકા ભરેલી છે.

આ દરેક પુરાવા જો કે નીર્માલ્ય છે તોપણ આ શબ્દોમાં ભળતા તમોને જે ભાવ થશે અને તેથી જે શબ્દો ઉચરાશે તેથી હું મારો રસ્તો લઇશ.

**ચતુર**—સુતાર ! તું શુ અત્યારે મારો ઇનસાફ઼ કરવા બેઠો છે કે આવી નજીવી અટકળોથી મારૂં અપમાન કરે છે.

**સુતાર**—નહી મહારાજ ! આપનું અપમાન કરવાને હું શક્તિ-વાન નથી. પરંતુ મારે મારા બચાવ અર્થે બોલવુંજ જોઇએ કે ગઈ-કાલે આપ બીડુ ઝડપવા ઉઠયા છતા શામાટે એ ન લીધું.

**વીક્રમ**—તે બાબત માટે ભર દરબારમાં ખુલાસો થયોજ છે.

**સુતાર**—પરંતુ એમાં કાંઇ બીજો ભેદ નથીજ ?

**વીક્રમ**—હું અસત્ય શી રીતે બોલી શકુ. ખરેખર સુતાર એમાં એક ભેદ છે, અને એક ચાલાક માણસની ચતુરાઇનો હું એ બાબતમાં ભોગ થઈ પડેલ છું.

**સુતાર**—બસ ! એજ ! કેમ કુમાર ! તમે શું ધારોછો.

**કુમાર**—સમજ્યો ત્યારે આ ચકરને ચારે બાજુથી ફેરવનાર તો એજ.

**વીક્રમ**—કુમાર એ કોણ ?

**કુમાર**—કોઇ નહીં, એતો સહેજ વીચાર આવ્યો.

**સુતાર**—નહીં અસત્ય ન બોલો અત્યના અધર્મથી કાંઈ ન્યાય પોતાનો રસ્તો લેતાં અચકાશે નહીં.

**કુમાર**—આ ઠગારણ જો કે આ સુતારથી ઠગાઇ છે પણ બીજા મોટા મોટાને ઠગનાર ઠગારણની સરદાર ઠગારણ તો કોઇ જુદીજ છે. એમ આ ઉપરથી જણાય છે.

**ઠગારણ**-(જો કે આ બાબતથી હુંતથા આ સુતારણ કેવળ અજાણ હતા છતા તે ભેદ ખુલ્લો કરી આપું છું કે તે પ્રધાન પુત્રીછે મારી અને મારાજેવા અનેક ઠગની સરદારણ અને હુંતો તેણીના હાથે થોડું ઘણું શાખેલી છુ, તો તેના પગની રજ છું. મારાજેવી તેની એક અલ્પ દાસીને ઠગવા આ સુતાર ફાવી ગયો છે, પણ મારી તે પ્રધાન પુત્રીને ઠગવાને આ રાજ્યમાંથી કોઇ સક્તીવાન થાય છે કે કેમ ? એ પરીક્ષા જોવા માટે જ ફક્ત હું અહીં આવેલી છુ. જો કે હું આ શીલ્પ શાસ્ત્રીને હાથે ઠગાઈ છુ, પરંતુ એ મારી સરદારને ઠગનાર વીરલા નરની વીચાક્ષણતા જોવાનો વખત હજુ આવવાનો બાકી રહેલો છે.

**વીક્રમ**—અહા ? આતો જુદો જ ભેદ નીકળ્યો ? પણ સુતારે આથી તે કુમારનું જે અપમાન કર્યું છે તેનું કાંઇ નીરાકરણ થતું નથી.

**ચતુર**—નહીં, નહીં, હવે એ નીરાકરણની કાંઇ જરૂર નથી.

**સુતાર**—કેમ નહીં, આ બાબતમાં હજુ કાંઇ ઉંડો ભેદ છે. ગઈ રાત્રીની વાત આપે શી રીતે જાણી એ બાબતમાં આપને માટે મને પુરતી શકા છે.

**ચતુર**—એટલે આ શું ! આથી તું શું કરવા માગે છો.

**સુતાર**—એજ કે મારા શબ્દો સત્ય કરે અને આ મારી એકલાની જ ચતુરાઇનો જય કોઈ લુંટી ન જાય.

હજુ પણ હું બેધડક કહી શકું છું કે આ કામમાં મને કોઇ મદદગાર નથી તેમ આ બાબતમાં રાત્રે મને કોઇ અડચણ કરનાર કે મદદગાર થયુ હોય એમ હું જાણતો નથી, પરંતુ મારી આ ઠગ વીદ્યાનો કોઇને કાંઇકિ જુદોજ ઉપયોગ કરવાની આ બાજી હતી.

**કુમાર**—મને તો એવું કાંઈ જણાતું નથી.

**વીક્રમ**—કુમાર ! આ બાબત પર તમે જેમ બને તેમ ઢાંક પીછોડો કરવા માંગો છો ? પરંતુ આ બાબતમાં તમે કાંઇક સારી રીતે જાણો છો, એમ તમારા શબ્દો ઉપરથી કહી શકાય છે. અને એથી મારે ન્યાયને ખાતર કહેવુ જોઇએ કે તમારૂં આસન છોડી શાક્ષીના પીંજરામાં ઉભા રહો. અને આ બાબતનો યોગ્ય ખુલાસો આપો.

પરદુઃખ ( ભંજન વીક્રમ રાજ્ય દેહધારણ કરી ન્યાયથી કરવા માંગે છે નહીંકે રાજ્યને અંતે નર્ક ધારણ કરવા. પ્રવીણ સુતાર મારા આ નીયમને અનુસરીને આ કુમારની પુરતી તપાસ કરવામાં તું મને મદદગાર થા.

**સુતાર**—મહારાજ ! આ અયોગ્ય થાય છે.

**વીક્રમ**—પરંતુ મારો હુકમ છે.

**સુતાર**—હુકમને આધીન થવુંજ જોઇએ, એ મારી ફરજછે.

**વીક્રમ**—કુમાર ! આ બાબતમાં ગઈ રાત્રે તારો કાંઇ હાથ છે. અને એ બાબત મારી મનાઈ છતા ભરેલા પગલા માટે તું ગુન્હેગાર છે. માટે સત્ય ખુલાસો કર.

**કુમાર**—જે ન્યાયાસનને હું પુજ્ય ગણું છું તે ન્યાયાસન સામે ઉભી મારાથી જુઠું શી રીતે બોલી શકાય આ બાબતમાં હું આપનો ગુન્હેગાર છું. પરંતુ ન્યાયનો ગુન્હેગાર નથીજ.

**વીક્રમ**—તે માટે ચોકસ ખુલાસો કરી મુકત થા.

**સુતાર**—જે વ્યકતીએ તમોને ગઇ કાલે મને બીડું ઉઠાવવામાં વીક્ષેપ નાખ્યો હતો તે વ્યકતીએ મને ઠગ્યો છે. હું એ ઠગારણથી હું આ વખતે હું તદન ઠગાઈ ગયોછું જેનું વર્ણન મારા નામને બુદ્ધિને, અને મારી રાજય દેહને શરમ ઉત્પન કરનાર છે. જેથી વીશેષ ખુલાસો ન કરતાં એટલુંજ કહું છું કે, હું એ અદભુત ચંચળતા વાળી ઠગ વીદ્યાનો ભોગ થઇ પડયો હતો.

**વીક્રમ**—આ તારા વચનો સત્ય છે એમ હું માનું છું પરંતુ જે અદ્દભુત ઠગારી તને એક વખત ઠગી ગઇ તોપણ તે વાત છાની રાખી છે. તો પણ હવે બીજી વખત ઠગી જશે ત્યારે એ તારી આબરૂનું શું થશે ?

**સુતાર**—મહારાજ ! સમયને અનુસરતુ યોગ્યજ થશે ! આ બાબતમાં મારી એક વીનંતી છે કે, મારી શીલ્પકળાને શોભાવવામાં મદદરૂપ આ અદ્દભુત ઠગ વીદ્યા શીખવનાર મારા ઠગ ગુરૂ હાલ આપની છાંયામાં આ શહેરમાં રહે છે. તો કુમાર શ્રી અને તેના આ સેવક તુલ્ય ચંચળ પુરૂપ આ ઠગારણ માટે કાંઇક કરી શકશે જેથી એ વીષય હાલ અહીંથી અટકવી જોઇએ.

**વીક્રમ**—ઠીક છે એ તારી ઇચ્છા ફળીભુત થાઓ. હવે કુમાર તમે તમારા આસન પર બેસો, ઠગારણ તું તારી સરત પ્રમાણે આ સુતારને હાથે ઠગાઇ છે. જેથી એ તારો ધણી થવા અને તારી પર હુકમ ચલાવવા યોગ્યજ પાત્ર છે. જેથી તમારૂ જોડું સદ્દભાગી નીવડો. આ અમને ખાત્રી થવાથી તને આ સુતાર સાથે લગ્ન કરવા ભલામણ કરૂંછું.

**ઠગારણ**—પરમપુજ્ય રૂપ પીતાની ઇચ્છા મારે શીર છત્ર રૂપ છે.

**વીક્રમ**—પ્રવીણ સુતાર તારી આ ચંચળતા પર ખુશી થઇ તને સવાલક્ષ સોના મહોરની બક્ષીસ સાથે આ બાલીકાનો હાથ તારા હાથમાં સોપુ છુ.

સુથાર ને રાજકન્યાનો હાથ પકડી ભર દરબારમાં બેઠેલા હજારો લોકોના હર્ષના પોકારોની વચ્ચે તમામ દરબારને બે હાથે નમસ્કાર કરતો, અને હસ્તો હસ્તો પોતાનો ઘરનો રસ્તો લીધો.

---

## વારતા ૧૨ મી.

---

### ત્રીકાળીદર્શક આયનો.

ગઇ કાલની દરબારમાં જે જોસભર્યો વાદવિવાદ ચાલ્યો હતો. અને તે વાદવિવાદ સાંભળીને આખી દરબાર ચક થઇ ગઇ હતી; તે સર્વે હકીકત, રાજા અને ચતુરને ઠગીને પોતાનું પરાક્રમ બતાવી, ખરી ઠગારણ તરીકે પ્રસીદ્ધ થનાર તે ગુપ્ત વ્યકતીએ પોતાની કાઇ ગુપ્ત યુક્તીથી મેળવીને પોતાના સ્થાનમાં બેસી મો મલકાવી અને ખુબ હસી હસી બે હાથની આંગળીઓ સાથે મેળવીને અને તે આંગળી મેળવેલા બે હાથને કપાલ અને મસ્તક ઉપર ફેરવી એકલી એકલી આડી અવલી નજર ફેરવતી કહેવા લાગી કે 'વાહ માનવ! તારી બુદ્ધિને ધન્ય છે! તું સર્વ છો! તું તત્વ જ્ઞાની છો? તું ન્યાય વેત્તા છો' સ્વતંત્ર છો' તું બલીષ્ઠ છો! તું પરાક્રમી છો' પરચ્છંદ યોદ્ધો છો' તું એકલો હજારો શુરાઓના મસ્તક ઉરાડવાનું સામર્થ ધરાવે છે. પણ તું સ્ત્રીઓના પરાક્રમ, સ્ત્રીઓની કળા અને સ્ત્રીઓની અથાગ શકતીને કદી પણ જીતી શકનાર

નથી. એ તો તું નક્કી માનજે? તારી છાતીમાં તેનો લેખ કોતરી રાખજે? ભલે તું બધાઓની સાથે બાથ બીડજે! ભલે તું તારા બલથી પહાડને ઉપાડી ફેંકી દેવાને તૈયાર થજે. પણ સ્ત્રીની શક્તીને જીતવાનો કદી પણ ઉનમત બનીશમાં! કોઇના કહેવા ઉપરથી ભમીશમાં! અને જો ભમી જઇશ તો તારી જીંદગીનો વૈભવનો અને કીર્તિનો તુંજ નાશ કર્ત્તા છે. એ તું ખાત્રીપૂર્વક માનજે. ભલે તું એને માટે મનમાં ગર્વથી કહેતો હઇશકે સ્ત્રીતો કંઇ બીસાદમાં નથી. સ્ત્રીને પીગલાવતા શી વાર છે! સાકર ઓગળે તેમ સ્ત્રી પીગળી જાય પણ નહીં, પથ્થર પીગલે તો ભલે! પહાડ પોતાપણું મુકી. પાતાલમાં પેશી જાય તો ભલે! પણ સ્ત્રી તો પીગલનારજ નથી! કદાચ કોઈ કટાકટીના સમયને ભોગ પડી જઇને કોઈ પુરૂષને આધીન થાય છે. પણ તે તેના શુદ્ધ ભાવવાળા ખરા અંતઃકરણથી તો પીગળતીજ નથી. અંતરનો વૈરભાવ તો છોડતી નથી! અને તે વૈર લેવા માટે વસ થતી પહેલા સખ્તમાં સખ્ત પ્રતિજ્ઞા લે છે. તે પુરૂષ શું તું જાણી શકતો નથી અને ત્યાં સુધી તું અંતની ઘડીએ છેલ્લો શ્વાસ ખેંચતો હોઇશ ત્યાં સુધી તે વૈરભાવવાળી સ્ત્રી પોતાની પ્રતિજ્ઞા કોઇને જાણવા દેતી નથી, એવી સ્ત્રીઓમાં જે સર્વ વીદ્યામાં પ્રવીણ સ્ત્રીઓ છે તે જ્યારે કોઈ કાર્ય કરવા માટે પ્રતિજ્ઞા લઈ પોતાનું વતન પોતાના કુટુંબનો ત્યાગ કરી હાથમાં ખુલ્લી તરવાર લઇ બહાર પડે છે ત્યારે તે સ્ત્રીઓ પોતાના પ્રાણ જતાં સુધી પોતાના સ્ત્રીવટને લાન્છન લગાડવા દેતી નથી. જોઉંછું કે ઠગસેન ઠગાઈ કયી ઉજેણ નગરીને ઠગી ઠગસેન નામ ધારણ કરેલું છે. પણ હવે તે નામ કેટલા દીવસ સુધી રહે છે.

તેમાંની હું એક ખીલતા કમળ સમાન છું તે કમળને વશ કર-નાર ગમે તેટલી ધુતવીધા જાણનારના ગુરૂઓ કેમ મારી સન્મુખ આવી ઉભા રહેતા નથી. તેનાથી શુ હુ ડરીજઇને મારી લીધેલી પ્રતિજ્ઞાનો ભંગ કરી મારી સ્ત્રીજાતીને માથે કલંક ચોટાડીશ. મારે સાણુએ ચઢવાદે! મારે તંત્રે સપડાવાદે! પછી કેવા રીતે તેના માથા મુંડી ચુનો ચોપડી દશા કરૂં છું. તેપણ જાણશે! તેની પણ ખાત્રી થશે કે ઢંઢેરો પીટવાને જતાં કેવી દશા થાય છે. તેનો પુરતો અનુભવ તેણે મેળવ્યો નથી તો હવે મેળવશે. રાજા વીક્રમ અભિમાની છે, ગર્વનો કોઠાર છે, હઠીલો છે, જે કરવા ધારે છે તે કરવા જતા ગમે તેટલું શંકટ પડે છે તે સહન કરવાની શક્તી ધરાવે છે, અને તેનીજ પેઠે તેનો કુંવર છે. એ શુ હું જાણતી નથી? છતાં હું તેને અને તેની નગરીના લક્ષાધિપતિ અને બીજા-ઓને ઠગવાને આ બાળ અંવસ્થામાં બહાર પડીછું? નહીં! નહીં, તેને, તેના પુત્રને અને તેના સર્વ અંમલદારોને ઠગી શકીશ અને એ વીધા શીખવનાર ગુરૂ ભુતનાથની વાણીની ખાત્રી કરી આપવાને માટેજ તે તેના ઉજાણુનગરીના રાજકુવર ચતુરસીહને ઠગવાને બીડું ઝડપ્યુંછે. તો પછી શામાટે હું બેસી રહું! તો પછી હવે કોની રાહ જોવાની છે! આજ એક ન્હાની સરખી કળા અજમાવી રાજાને જાગૃત કરવો છે તે એમ નહીં કહેવાને શકતીવાન થાય કે મારી દરબારમાં થયેલો વાદ-વીવાદ સાંભળીને તે ગુપ્ત વ્યકતી પળાયમાન થઈ ગઈ, પણ નહીં હુતો બીનભયથી ઠગવીધાને અજમાવું છે. અને ત્રીકાલ દર્શન આઇનાની અજમાયશ કરવી છે, હુંતો જોઉતો ખરી કે આ ઉજાણુનગરીના લક્ષાધીપતિઓ કેવા બુદ્ધિશાળી, કે શકતીવાળા અને ચાલાક છે. દુનિયા ઝુકતી હૈ! દુનિયા ઝુકાનેવાલી ચૈયે,

જેઓને આ દુનિયામાં કામ ધંધો મળતો નથી. અર્થાત તે-ઓને તે કરવાને ગમતો નથી, અને પારકા પૈસા ઉપર તનાના કર-વાનો શોખ ધરાવે છે. તેઓ અનેક યુકતીથી અનેક પ્રકારના ઢંઢેરાઓ પીટાવીને અનેક પ્રકારની ઠગવીદ્યાથી ઠગવા માટે દુનિયાને ઝુકા-વવા જાય છે, પણ દુનિયા ન ઝુકતા તેઓ દુનિયાના પહોળા પટની અંદર ઝુકી ગયા છે તે માફક આ યુવીકા ધુતારણ નહોતી! તે કંઇ પૈસો પેદા કરવાને આવી નહોતી, પણ પોતાની વીદ્યા બતાવવાને આવીછે. તે ફરતી ફરતી બજારની વચ્ચે આવેલા એક ટાવરની આગળ આવીને ઉભી એટલામાં ટાવરના ધડીયાલમાંથી આઠનો ધંટો પડયો.

તે થોડા સાંભળી લઈને, ત્યાંથી પાછી ફરી આડી અવળી ગલીમાં જઇને ફરવા લાગી' પણ કયાંય તેને ઇચ્છાનુસાર સીકાર ન મળવાથી તે પાછી તે ગલ્લીમાંથી બહાર નીકળી એક સડક ઉપર આવી.

સડકથી થોડેક છેટે મ્હોટા મ્હોટા વાડી બગલાં તેની નજરે પડયાં બધા બગળા જોઈ વળી પણ તેનું ચિત્ત કોઇ પણ બંગળામાં દાખલ થઈ પોતાને ત્રીકાળ દર્શક આયનો અજમાવવામાં ન ચોટવાથી તે બે બંગલા વાલી હારવાલા મ્હોલામાં દાખલ થઇ વચમાં જઇને ઊભી.

એટલામાં એક લક્ષ્શાધીપની સાહુકાર પોતાના બંગલાની બા-રીએ ઉભો ગુલાબના ગોટાને સુંધી રહયો હતો. તે જોઇને તે-ણીએ તરત બીજા એક આયનાને પોતાના ઝબાની અંદર સંતાડી દઇને ।રત તે બંગલાની ઉપર ચઢી જઇને જ્યાં તે લક્ષ્શાધીપની

ઉભો હતો તેની પાસે જઈને, ' અહો લક્ષ્મી પતિ ! નમસ્તે ! નમ. સ્તે ! ' જય થાઓ ! સંપતી સંતની અને કીર્તિ પામો. યસદાઈ થાઓ ! અને સર્વત્રમાં તમારા જયનો જય ઘોષ વાગો એવો મારો તમને અંતકરણ પૂર્વકનો આશીર્વાદ છે.

આ આસીર્વાદસુચક કોમળ શબ્દો શેઠના મનનુ આકર્ષણપણું કરતાં વાર ન લગાડવાથી શેઠ સચેત થઈ ગયા. અને તેણીના તે મધુર શબ્દોનો ચટકો શેઠના ચિત્તમાં ચોટવાથી શેઠનુ ચીત્ત ચટપટ કરવા લાગવાથી શેઠના હાથમાંથી ગુલાબનો ગોટો નિચે પડી ગયો, તેની પણ તેને શુદ્ધ રહી નહીં. તેની પરવા ન કરતાં શેઠ તે ત્રીકાલનું જ્ઞાન ધરાવનાર પુરૂષની સામે આવીને તેનો સત્કાર કરી, પોતાની સામે એક ખુરસી ઉપર બેસવાને કહ્યું.

તે ત્રીકાળી જ્ઞાનીએ કહ્યું કે, ' અહો ! ભાગ્યશાળી પુરૂષ ! આપ કેવા નામથી શોભો છો ? તે કૃપા કરીને આં તમારા તરૂણ સેવકને કહીને સેવકને કૃત કૃતાર્થ કરશો. ?

**સાહુકાર**—મારૂં નામ સોભાગચંદ છે આપ કયા દેશના વતની છો ? અને શા માટે મારે ત્યાં તમને આવવું પડયું છે.

**ત્રીકાળી**—આપ મ્હા ધર્માત્મા છો ! ગરીબના દાતાર છો ! અને ન્યાયની સાક્ષાત મૂર્તિ છો એવું મારા જાણવામાં આવવાથી, મે જે જ્ઞાન મેળવયુ છે તે જ્ઞાનની તમને કઈક પરીક્ષા આપવાને માટે આપને ત્યાં આવ્યો છું.

સાહુકાર-તમે કંઇ વિદ્યાનું ખરેખરૂં જ્ઞાન મેળવવું છે.

ત્રીકાળી—મેં સર્વ વીદ્યાનું જ્ઞાન પ્રાપ્ત કરેલું છે. પણ તમને કઇ વીદ્યા જાણવા માટે વધુ પ્રેમ છે.

સાહુકાર—મને ભવિષ્ય જાણવાની વીદ્યા માટે વધુ પ્રેમ છે. તે તમે જાણો છો ?

ત્રીકાળી—તમે ત્રણ કાળનું ભવીષ જાણવાને ઉત્સાહી છો કે એક કાળનું જાણવાની ઇચ્છા રાખનારા છો ?

સાહુકાર—ત્રણ કાળનું '

ત્રીકાળી—તેની વ્યાખ્યા મોઢેથી કહી સંભળાવું ? તો તમે તે બરાબર સાંભળી બરાબર સમજી શકશો કે ?

સાહુકાર—એમ કહેતા, સાંભળતા અને સમજતા તો વર્ષોના વર્ષો વીતી જાય ' તરત દાન ને મહા પુન્ય જેવું કાંઇક ચમત્કાર, જાણતા હોયતો મને બતાવો.

ત્રીકાળી—પણ તે બતાવવાની, મારા પુરૂપના હાથથી બનેલી અમુલ્ય વસ્તુ જેની કીમત આખી દુનીયાના બાદશાહ જેવાથી પણ આપી શકાય નહીં તેવી મારી પાસે છે, તે હું તમને બતાવીશ, પણ જો તે તમે માગશો તો હું તમને કદી પણ આપનાર નથી. તે માટે તમારા સત્યપણાનું વચન જોઇએ.

**સાહુકાર**—તે તમારી અલૌકિક. અમોલિક ત્રણ કાળનું ભવીષ બતાવનારી જોવાથી જો મારા મનને, તેના ખરાપણાની ખાત્રી થશે તો તમારી મોમાગી કીંમત આપીશ, અને ખાત્રી નહીં થાય તો તે બતાવવા બદલ તમારી યથાશક્તી મુજબ તમારી સેવા બજાવીશ.

**ઠગારણ**-ગર્ભ શ્રીમંત શેઠ તમે તમારા પૈસા અને ગર્ભ શ્રીમ-તાઈના ગુમાનમા મસ્ત છો જેથી તમે કહો છો કે મારી વીદ્યાની તમો કદર કરશો પરંતુ મારી વીદ્યાની કદર કરવા મહાન બાદશાહ તો શું પણ ઇંદ્ર જેવા એ પુન્યકાળ બદલાથી સ્વર્ગનું સુખ ભોગવનાર પણ કરી શકે તેમ નથી, ત્યારે તમે સવાલ કરશો કે એવી અદ્દભુત વીદ્યા આપ મને શા માટે બતાવો છો, તો તેનું કારણ એટલુંજ કે આપ પુર્વ સસ્કારી છો, આપની વાસનાના તે અંકુરો આ તમારા મુખપર સ્પષ્ટ દેખાય છે તો આ મારી વીદ્યાને તમો હૃદયમાં સ્પષ્ટ રીતે જોઇ શકશો. એ ઉપરાંત હાલ વીષેષ કહેવું વૃથા છે.

પરંતુ ધન્ય છે તમારી ઉદ્દાર વૃત્તિને ' એટલું કહેતાની વાર પોતાના હાથમાં રાખેલા ત્રીકાલ દર્શક આયનો શેઠના હાથમાં આ-પીને કહ્યું કે, 'દીવ્યાત્મા આ આયનાને એ હાથમાં પકડી તેની ઉપર તમારી દ્રષ્ટી ચોંટાંડો! જો! જો! દ્રષ્ટીને આડી અવળી ફેરવતા નહીં આથી ત્રણ કાલનું ખરીથી જોવાનું કે જાણવાનું મળશે નહી.

**સાહુકાર**—તે માટે આપ નીશ્ચીન્ત રહો. તમે જ્યાં સુધી કહેશો ત્યાં સુધી મારી દ્રષ્ટીને તેની ઉપર ચોટાડીજ રાખીશ એટલું કહીને તેણે પોતાની દ્રષ્ટી તે ત્રીકાલ દર્શક આયના ઉપર ચોટાડી દીધી.

તેની દ્રષ્ટી તે આયના ઉપર સજડ ચોટી જતાની વાર તે ત્રીકાલીએ શેઠને પુછ્યું કે "કેમ શેઠ જોયુ! આનું નામ ત્રીકાલ દર્શક આયનો તેમાં નથા જે જોયુ તે સર્વ ખરૂં છે તેની તમને ખાત્રી થઈ હોય તો તમારી દ્રષ્ટીને તે આયના ઉપરથી પાછી ખેંચી લો નહીં તો તમારી આંખને ઇજા થશે

આ મોહક મધુર અને કોમળ શબ્દો સાભળનાનીવાર પોતાની દ્રશટી તે આયના ઉપરથી ખેંચી લેઇને શેઠ તેના પગમાં પડી ગયો.

તેણીએ તરત શેઠનો હાથ પકડી ઉભો કરીને કહ્યુ કે, 'શેઠજી! પરમાત્માની મહા પ્રસાદીનો ચમત્કાર જોયો. કેવો છે? તમારી ઇચ્છા પૂર્ણ થઈ' શુ હજી કંઇ જાણુવાની ઇચ્છા રહી ગઇ છે.

સાહુકાર—અહો તરૂણ મહાત્મા' તમે આટલી અવસ્થામાં આટલુ જ્ઞાન મેળવેલુ છે. એટલુ જ નહિ પણ તે જ્ઞાનનો મારા જેવાઓને લાભ આપવા એટલો બધો શ્રમ લો છો, એવી તમારી ઉદ્દારવૃત્તિને જોઇને મારા ગર્વનો નાશ થઈ ગયો છે. આ વીદ્યાથી ચઢતી બીજી કઇ વીદ્યા છે. તે માટે મને ઝાઝુ જ્ઞાન નથી. પણ જો તમે તે બતાવશો તો હુ માત્મા જન્મોજન્મ તમારો ઉપકાર માન્યા વગર રહેનાર નથી.

ત્રિકાળ—તમે કયા દેવના આસ્તિક ભક્ત છો?

સાહુકાર—હું નાગા દેવનો ભક્ત છું.

ત્રાકાળ—તેના તે સ્વરૂપમાં તે તમારા દેવને પ્રત્યક્ષ જોવા માગો છો?

**સાહુકાર**—દેવના દેવ કરતાં મારા પ્રેમી પીતાને મહાદેવ સમાન તેની પુજા કરતો હતો તે દેવરૂપી મારા પિતાને પ્રત્ક્ષ જોવા માગુછું. તે જોયાથી મારા આત્માને મહા આનંદ પ્રાપ્ત થશે.

**ત્રીકાળી**—તે હું બનાવી શકવાની યોગ વીધા પૂર્ણ રીતે જાણું છું અને તેના બળથી હું તમને બતાવી શકીશ. પણ આ તમારા ઘરમાં નહીં. સામેના મેદાનમાં જો તમે મારી સાથે આવશો તો હું તે બતાવવાને તૈયાર છુ.

**સાહુકાર**—સામેનું મેદાન તો એક બાજુ રહ્યું પણ કોઇ ભયંકર અરણ્યમાં લઈ જશો તો ત્યાં આવવાને આ તમારો સેવક ના કહેનાર નથી. એટલું કહેતાની સાથે શેઠ તે ત્રીકાળીનો હાથ પકડી નીચે ઉતર્યો અને પોતાના મ્હોલાની સામે આવેલા એક વીસાલ મેદાનના મધ્ય ભાગમાં જઇને ઉભાં.

તે વેપધારી ધુતારણે અત્યારે ખરૂં સ્વરૂપ ધારણ કર્યું છે અને કોઇ અદભુત મહાત્મા જેવા તેજોમય સ્વરૂપમા લલકારી 'શેઠજી ' ઉપર જુઓ ! આ આકાશ સ્વચ્છ છે કે નહીં ' શેઠે ઉપર નજર કરી અને આકાશની સ્વચ્છતાની ખાત્રી આપી ત્યારે એ ત્રીકાળ દરશી બોલી, શેઠજી જુઓ ! તમારી સામે એક તેજોમય આયનો પડેલો છે એ આયનો તે ઠગારણેજ શેઠની રૂબરૂમાં મુક્યો હતો જેથી શેઠ બોલી ઉઠયા કે ' એતો તમોએજ મુકેલો છે.

**ઠગારણ**—તેની કોણ ના કહે છે પણ તે ફક્ત બતાવવા તમોને કહું છું તે આયના પર સ્થીર નજર રાખો કોને જુવો છો તે તપાસો.

તે ઠગારણના કહેવા પ્રમાણે તે સાહુકારે એકદમ પોતાની દ્રષ્ટીને આકાશ ઉપર નાખી તો તેને પોતાના બાપની પ્રતિમાં જોવામાં આવી તે સાહુકાર હાથ જોડી નમસ્કાર ઉપર નમસ્કાર કરવા મંડી પડ્યો. એટલામાં તે પ્રતિમાં અલોપ થઈ ગઇ.

તે જાણી લઇને તે ઠગારણે સાહુકારને કહ્યું કે! કેમ ધર્માત્મા ! તમારા પીતાની પ્રતિમાના દર્શન કીધા હે ?

સાહુકાર—હા એકવાર નહીં, પણ હજારવાર કર્યા.

ઠગારણ—હવે ચાલો તમારા ઘરમાં મને પહેલો આયનો પાછો આપશો તો તમારો મ્હોટો ઉપકાર માનીશ.

સાહુકાર—એ આયનો તમને પાછો હવે કદી આપનાર નથી. પણ તેને બદલે જે માગસો તે આ વખતે તમને આપવાને તૈયાર છું. તેમા કાંઇપણ શકા રાખવાનું કારણ નથી.

ઠગારણ—તે મારા માહાત્માની રજા સીવાય તમને કેમ આપી શકાય ? એ કઈ જેવી તેવી નકામી નીર્માલ્ય વસ્તુ છે કે ?

સાહુકાર—જે વખતે તમે તે માટેની મારી સાથે સરત કરી હતી તે વખતે તમે આ પ્રમાણે મને કહ્યું નહોતું, હવે તમે ફરી કેમ જાઓ છો ?

ઠગારણ—કદાચ એમ કહેતાં મારી ભુલ થઈ હશે તેથી શું તમે તે માટે મારી મરજી વીરૂદ્ધથી, મારી અમુલ્ય વસ્તુ બલાત્કારથી લેવાને તૈયાર થયા છો ?

સાહુકાર--હું બલાત્કારથી તે વસ્તુ લેવાની જરા પણ અધમ ઇચ્છા રાખતોજ નથી, પણ તમારી તે અલૌકીક અને અમુલ્ય વસ્તુની બદલ તમે જે કાંઇ માગશો તે આપવાને આ તમારો સેવક તૈયાર છે, શું આવી રીતે તમારા જેવા મહાત્મા પુરૂષને લાગે છે કે? તમે ખરા મહાત્મા છો પરંતુ એ તમારા મહાત્માપણાની છાપ મારને હૃદયમાં ઉતારવાની કાંઇ પણ લાગણી ધરાવતાં હોય તો મારા દીલને નાહક દુઃખવતાં આ અલ્પ આત્માને સહેજ આનંદ આપી તેનો આશીર્વાદ મેળવશો.

ઠગારણ--શેઠજી ! તમારી આવી મારી ઉપરની સચોટ શ્રદ્ધા જોઇને અને મહાત્મા પુરૂષની પ્રતિજ્ઞાનો ભંગ કરી, તમારા આત્માનો ઉમંગ પાર પાડવાને કોઇ પણ જોખમે તૈયાર છું.

સાહુકાર—આધીન છું, શરણે છું! મહાત્મા તમો મારો કે ઉગારો ! શું હું તમારી સામે થઈ તમને કંઈ પણ કહેવાને માટે શક્તિવાન થઇ શકુ નહીં. હું તથા મારી સાત પેઢી અગર મારૂં આખું ખાનદાન એ સર્વની પ્રેતયોનીના સોગન પર કહું છું કે હું તમારે આધીનછું અને આપના કોઇ પણ હુકમ માટે મારૂં ગયા ભવનું આ ભભવનું તથા આવતા ભવનું સર્વસ્વ આપના શરીરમાંજ હાજર છે.

ઠગારણ--ધન્ય છે ધર્મવીર તારી અખંડ શ્રદ્ધા અને અચલ દઢતાને, જો કે હું પૈસાદાર અગર રાજા જેવા અધીકારને આધીન નથી તેમ મારા ગુરૂની આજ્ઞા પણ એથી વીમુખ રહેવાની છે. તોપણ મારા ગુરૂએ હાલ સર્વદર્શન સીદ્ધનો યજ્ઞ આરંભેલો છે. અને તે યજ્ઞમાં કેટલાક પૈસાદારની મદદની જરૂર છે અને તેથીજ

જે વર્ગના સંસ્કારી શ્રીમંતો હોય તેનેજ આ યજ્ઞમાં આમંત્રણ કરવા અથવા એ માટે મદદ કરવા માટે તેઓના પુર્વના ઉત્તમ સંસ્કાર જાગૃત કરવા અમોને આજ્ઞા થઇ છે. એ આજ્ઞા અનુસાર હું તમારા ભવ્ય લલાટપર ઝળકતા પુર્વ સંસ્કાર જોઇ આ મારા ગુરૂજીની પ્રસાદી તેની આજ્ઞા પ્રમાણેજ આપી છે, વધારે આપવું તો તેના હાથમાં છે. પરંતુ ગુરૂજીની ઇચ્છા પ્રમાણે એ મહા યજ્ઞ પુરો કરવા જે ધનની જરૂર છે તેમા તમારા જેવા સંસ્કારી મદદ કરશેજ.

**સાહુકાર**—એવા ઉત્તમ કાર્યમાં એકથી ત્રણ કરોડ કે જે મારી શ્રીમંતાઇની હદ છે. ત્યાં સુધી આપવા તૈયાર છું, બોલો આંપને કેટલી જરૂર છે.

**ઠગારણ**—ફક્ત એક લાખ રૂપીયા.

**સાહુકાર**—બસ એટલુંજ પણ સમજ્યો પરમાર્થી મુમુક્ષ વીશેષ ધન લઇને કયાં સંભાળે ' ઠીક છે. જેવી આપની ઇચ્છા એટલા રોકડા રૂપીઆ ઉઠાવવા માટે આપને કોઇ માણસ જોઇ શકે કેમ ?

**ઠગારણ**—રૂપીયા લઇ જવા અને સંભાળવા એ અમારા ઉત્તમ સંસ્કારી કર્મથી વીરૂદ્ધ છે તો એ પૈસા જેટલા અમુલ્ય રત્નો વીગેરે આપશો કે જેથી અમારૂં કાર્ય પાર પડશે.

**શાહુકાર**—અરે એમાં શી મોટી વાત છે એક કરતાં એક સરસ હીરા માણેક અને રત્નો મારા ખજાનામાં ભર્યા છે. લો હવે બેસો હું મારા ખજાનામાં જ તેમાંનો એક અમુલ્ય અને અલૌલીક હાર કાઢી આવું તેથીજ આપનું કાર્ય અને ઇચ્છા પુર્ણ થશે. એટલું

ઓને તે સાહુકાર આવીઓનો ઝુડો લઇને પોતાના ખજાનાની અંદર ગયો.

તે સમયનો લાભ લઇને તે ઠગારણો તરત તે ત્રીકાળ દર્શક આયનાને પોતાના ઝભાની અંદર સતાડી દઇને અંદર સતાડી રાખેલા બીજા સાદા આયનાને કાઢી ત્યાજ રહેવા દઇને ધુપ ચુપ બેસી રહી.

એટલામાં તે સાહુકારે એક નવસર હીરાનો હાર લઇ, તે ઠગા-રણના હાથમાં આપ્યો તે જોઇને ઠગારણ ખુશ ખુશ થઇ ગઇ તે જુઠા ત્રીકાળ દર્શક આયનાને શેઠના હાથમાં આપીને કહ્યું કે, શેઠજી! આ આયનાને સવાર સાંજ સુંગધી પદારથોનો ધુપ કરતા રહેજો. અને સુર્ય ઉગ્યા પહેલા તે આયનાને જોશો તો તેમાથી તમે સર્વ જોઇ અને જાણી શકશો. અને સૂર્ય ઉગ્યા પછી જોશો તો તેમાંનુ કઈ પણ દેખાશે નહી.

એટલું કહેતાની સાથે તે ઠગારણ શેઠનો બંગલો તજી ગઇ. અને પોતાને સ્થાને જઇને બેઠી.

સુર્ય ઉગ્યા પહેલા શેઠ ઉઠયો અને સ્નાન સંધ્યા કરી તે આ યનાને ધુપ આપીને એક દષ્ટીથી જોવા લાગ્યો પછી તેને કંઇ ન દેખાય તેથી તે ફરી ફરીને જોવા લાગ્યો. પણ પોતાના મોઢા સીવા-ય તે કંઇ જોઇ શકતો નહોતો તેથી તેના તે વીચારમા પડી ગયો. અને તે વીચાર કરતા તે બોલી ઉઠયો કે, 'આતો કોઇ ઠગ આવી મને ઠગીતો ગયો નથીને? ઠગ નહીં પણ તે ઠગારણુતો નકી હોય? હા એમજ લાગે છે. બતાવ્યો હતો તે તો ખરો હતો, અને મને આપી

ગઈ તે તદ્દન ખોટોજ છે. હાય ! બાપજી ! વગર તરવારે માથુ કાપી ગઈ ! પક્કી લુચ્ચી ! પક્કી ઠગારણ ! પણ જશે કયા ? એની માના પેટમાં. રાજાની પાસે જઈ એની તપાસ કરાવીશ. પકડી મગાવીશ. અને તે બદલ તેને સપ્નમાં સખ્ત શીક્ષા ન કરાવુ તો મારૂ નામ સોભાગચંદ નહી.

એટલું કહેનાની સાથે ગાડી મંગાવી, ગાડી આવતાની સાથે ગાડીમાં બેસી રાજાની પાસે જઈ જે બનાવ બન્યો હતો તે કહી સંભળાવ્યો.

આ સાંભળી રાજા ખડખડ હસી પડ્યો, એ જોઈ શાહુકાર શરમીદો પડી ગયો.

શાહુકારને શરમીંદો થઈ ગયેલો જોઈ રાજાને આ પોતાની ચાલ માટે હલકું લાગ્યુ, તેથી બોલ્યો, ' શેઠજી ' આપ કાંઈ ફીકર કરશો નહીં. પરંતુ આ આપની અદ્દભુત વાત કે જે ભયકર ભુલનું મુળ કારણ તે સાંભળી મને હસવું આવ્યુ તે માટે આપને ખોટું લાગેલું જોઈ હુ પસ્તાઉંછુ.

**શાહુકાર**—નહીં ગરીબનીવાજ, એથી મને કાંઈ ખોટું નથી લાગ્યુ, પરંતુ એટલું તો હું સમજ્યો છુ કે આ મારી થયેલી ભુલ કાંઈ નાની સુની નથીજ અને એ ભુલ કરનારા મારા જેવા વીચીક્ષણ પાત્રની લાયકાત પરથીજ આપને હસવું આવ્યુ છે તો તે હાસ્ય યોગ્ય જ છે.

**વીક્રમ**—આપ સુજ્ઞ છે જેથી સહજ સમજી શકોછો એવી આપની વીચીક્ષણતાપર હું ઘણોજ ખુશીછું, હવે આ બાબતમાં મારે તમોને કાંઇ વીશેષ પુછવું પડશે તેનો જવાબ આપ આપી શકશો કે કેમ ?

**સાહુકાર**—શીરો ચસ્મથી આપની ઇચ્છા એજ અમારી ફરજ છે.

**વીક્રમ**--એ આપની લાયકાત દરશાવે છે તો હવે કહો જોઇએ કે ત્રીકાળદર્શી આયનો અને એવી બીજી કોઇ વસ્તુ દુનીયાપર છે. તેની તમોને કાંઇ ખબર હતી.

**શાહુકાર**—નહીં, પરતુ એટલું હું જાણુતો હતો કે યોગ વીઘાવાળા મહાત્માઓ કોઈ અદભુત વસ્તુઓ અને ચમત્કારી દર્શનાથી આપણુને શ્રદ્ધાળુ કરી શકે છે.

**વીક્રમ**—જ્યારે આપને એ વીષેની એ ઉપરાંત કાઈ ખબર નથી ત્યારે તો એ ભુલને માટે પણ તમે તદન નીર્દોષ છો. પરંતુ આ ઉપર તમોને અને આ દરબારમાં હાજર થયેલા સર્વને પુછુછું કે એ વીષયમાં જો કોઇ કાંઇપણ જાણતું હોય તો આનો સ્પષ્ટ ખુલાસા કરો.

**વીદ્વાન સભાસદ**—(૧) હજરત એ નામેની એક ક્રીયા સત્ય છે અને એ ક્રીયા મીસર દેશમાંથી આપણા દેશમાં આવેલી જે માટે હું પુરતી રીતે જ્ઞાન છું.

**વીક્રમ**—જો તમે તેનો ખરેખરોજ ભેદ જાણતા હોયતો ચોખા શબ્દોમાં ચોખે ચોખો ખુલાસો કરી કે જે સાંભળી આપણી પ્રજા અનેક ઠગારાને હાથે ઠગાતી ઉગરે અને એવી હરામી દાનતવાળાનો કાયદાસરનો આ ધધો ડુબી જાય. જેથી આપણી પ્રજામાં કેટલાક ગરીબની મહા મહેનતે મેળવેલી પૈસાની રકમ બચે. કારણ માણસ માત્ર જ્યારે કોઇ પણ પ્રકારના કમ ભાગ્યમાં ફસાય છે. ત્યારે તે દરેક બાબતમા સંપતીહીણ ( ગરીબ ) થતા જાય છે. અને એવા દુઃખમા સડબડતા માણસો પોતાની પાસે કઇક બાકી રહેલ કીમતી અવેજને આવા ધુતારાઓ ધોળે દીવસે લુટી તે ગરીબ થયેલા કમ ભાગ્યને દુ ખમા નાખવાનો ગુન્હારૂપ પ્રયત્ન કરે છે. એવા ધોળા દીવસના ઠગથી આપણી પ્રજાને બચાવવાને માટેનો કાયદાસર ઈલાજ એજ છે કે આ બાબતના દરેક ભેદ ખુલા કરી નાખવા તો એ ઉતમ કાર્યમાં તમે આ વીષેનો ભેદ ચોકસ ખોલી મદદ રૂપ થશો.

**વીદ્વાન સભાસદ**—આપની એ ઉતમ ઈચ્છાને હુ તનમન અને ધનથી આધીન છું, મારે કહેવાના ખુલાસામાં હજરત અને તેને લ- ગતા એટલે તેના જેવા બીજા પણ અનેક ટુચકાઓ માટે ટુંકામાં જ કહુ છું.

હજરત એ ક્રીયા દ્રષ્ટી દોષ આભારી છે નહી કે યોગ વી- ધાનો તેમાં જરા પણ અંશ હોય હજરત દેખાડવાની અનેક રીતીઓ વપરાય છે નખપર મસનો ડાઘ તેજસ્વી કરવાથી હથેલીમાં કોઇ કાળો પદાર્થ તેજસ્વી બનાવી ચોપડવાથી વીંટીની ઉપર નંગને ઠેકાણે કોઈ ધાતુના ટુકડાપર કાળો પદાર્થ લગાડી તે પર સાધારણ

આયનો ( આરસી ) ના જેટલા સ્વચ્છ કાચના ટુકડા પછવાડે તેના જેટલુંજ ધાતુનું પતરૂં રાખી તે પર મસ લગાડવાથી અને એ પ્રમાણે અને જુદી જુદી ક્રીયાના જુદા જુદા સ્થળ યોગ્યતા મુજબ ઉપર પ્રમાણેજ ગોઠવણ કરવાથી માણસની દ્રષ્ટી ખેંચાય છે ' આ દ્રષ્ટી ખેંચાવાનું મુખ્ય કારણ અંધકાર અને કાળો પદાર્થ એ બેની વચ્ચે રહેલી આંખોમાંનુ તેજ અને કાળા પદાર્થ ઉપર રાખેલ કાચનું અથવા કોઇ તેજસ્વી મેળવણીનું તેજનુ ઐક્ય થવાથી કાંઇ કાંઇ વીચીત્ર દેખાવો દેખાય છે પરંતુ તે ફક્ત દ્રષ્ટી દોષ છે 'એથી એમાં કાંઇ પણ વીષેષ સત્તા અગર સત્યપણું નથી. આ બાબતમાં આથી વીષેષ ખુલાસો કોઈને જાણવો હોય તો ગ્રંથ કર્તાને મળવાથી સંતોષ પુર્વક જવાબો સાથે ખાત્રી આપી શકશે.

**સાહુકાર**—કૃપા નીધાન આ આપની આજ્ઞાનું થયેલું અનુકરણ અનેક માણસોને મદદ રૂપ થશે. એ આપની ઉત્તમ પવીત્ર ભાવનાનો બદલો ઇશ્વર તમોને આપસેજ પરતુ મેં જે આકાશમાં સ્વરૂપ જોયુ તેનુ કાંઇ નીરાકરણ આથી થયું હોય તો મારી અલ્પ મતીને યોગ્ય હું એ સમજથી ભાગ્યહીન રહ્યો છું.

**વીક્રમ**—બરોબર શેઠજી એ આપનો ખ્યાલ કાંઇ ખોટો નથી, પરંતુ એ વીષય ઉપર કરતાં જો કે વધારે કીમતી નથી પરતુ ઉપલી બાબત કરતાં કાંઇક સામર્થ્યવાન છે જેથી તેનો ખુલાસો પણ ઘણોજ લબાણનો થશે જેથો અંત્યારે આ દરબારનો કીંમતી વખત ન રોકતાં એ માટે આપણે આવી દરેક બાબતના ખુલાસા એક જુદા ગ્રંથ રૂપે પુરતી સમજ સહીત પ્રજા વર્ગને પુરા પાડશું.

**સાહુકાર**—ધન્ય છે રાજન ! આ આપની ઉદારતાના વખાણ આગળ મ્હોટા કવીયોને હાથે લખાશેજ, અને તે સાથે આ આપના શોધાયેલા પ્રજાને લાભના લેખો પણ તેઓજ બહાર પાડશે જેથી કોઇ પણ જમાનાની પ્રજા એવા લેખકોની કૃપારૂપ પ્રસાદી મેળવવા ઇચ્છાતુર રહશે તો મેળવી શકશેજ.

**વીક્રમ**—શેઠજી ! એ આપના ભવીષ્યના વરતારાના વાકયો સત્યજ થાઓ, પણ હું સહેજ હસતાં હસતાં કહું છું કે આ સઘળો ગોટાળો એ તમારા ભવીષ્ય જાણવાના શોખેજ વાળ્યો છે. તો ભવીષ્ય કયારે જણાય. જ્યોતીશનો ખરો અર્થ અને તેની શકિત કેટલી હદમાં રહેલી છે વીગેરે એવા ખુલાસા મારી તરફ હવે એક ગ્રંથના આકારમાં બહાર પડશે. તેનો લાભ લેશો.



# વારતા ૧૩ મી.

---

## વેષધારી બાવો.

વિક્રમની દરબારમાં ત્રીકાલ દર્શક આયનાનો સર્વ ભેદ ખુલ્લો થઇ જવાની ખબર આ પુર્ણકળા ધુતારણને પડવાથી તે જરા પણ દીલગીર ન થતાં વીક્રમની દરબારનાં વખાણ કરવા લાગી. અને મનની સાથે વાતો કરવા લાગી કે, ' જ્યારે આવી રીતે વીક્રમ ખોટા ખરાને સોધી કાઢવામાં એટલી બધી શકતી ધરાવે છે. ત્યારેજ મેં મારી ધુત વીદ્યાનો કંઇક ચમત્કાર બતાવવાને આ ઉજ્જેણીમાં આવી છું. જો વીક્રમના રાજ્યમાં એક ચીભડાના તેર લાગા જેવું હતતો, હું મારી વીદ્યાનો ચમત્કાર બતાવવાને આ ઉજ્જેણી નગરીમાં કદી પણ આવત નહીં.

ચાલ જીવ, હવે તું તૈયાર થા તારે હજી બહુ કામ કરવાનું છે. તેનોજ તું વીચાર કર, તેનેજ માટે તું સચેત રહે વખત થવા આવ્યો છે. જે આજે તારે કરવાનું છે તે તું તૈયાર કરી લઇ, ઝટ બહાર પડ એટલે થયુ.

ઘણીક જાતની દવા ભરી સાચવી રાખેલા એક મુડદાને પોતાની પેટીમાંથી બ્હાર કાઢીને તેના શરીરના કેટલાક ભાગો ઉપર ઝીણા તારો બંધી દઇ, તેના છેડા છુટા રાખી એક રેસમની ચાદરમાં લપેટી લઈને પોતાના માણુસના હાથમાં સોપ્યું.

પોતે પોતાના બીજા ઓરડામાં ગઇ; સમસાણી બાવાનો વેષ ધારણ કરીને બહાર આવી, અને ભીંતની ઉપર જે ઝોળી ટાંગી હતી. તે લઇને તેમાં કંઇક વસતુઓના પડીકા નાખીને પોતે પોતાના હાથમાં નાખીને માણુસને માથે મડદું ઉંપડાવી પોતાના ઘરની બહાર પડી.

આડી અવળી શેરીઓમાં થતી છેક કોટવાળના ચબુતરા આગળ આવી, એટલે ઘડીઆળમાથી દસના ઠોકા પડયા.

આ ઘંટા સાંભળીને તે પૂર્ણકળા નગરીના દરવાજા બહાર નિકળી રાજાનાં બાગની સામેના મેદાનમાં ગઇ.

આ મેદાનમાં બહુ ઝાડો હતા. તે ઝાડોની વચમાં આ મુડદાને ઉભુ રાખ્યું.

પોતાની ઝોળીમાંથી કેટલીક દવા કાઢી દરેક ઝાડોના પાંદડાઓ, અને આ મુંડદા ઉપર છાંટી છાટતાની સાથે તે ઝાડો અને મુડદામાંથી અગ્નીના ભડકા નિકલવા લાગ્યા. મુડદાનાં એક હાથમાં ઢાલ અને બીજા હાથમાં તરવાર આપી.

મુડદાની પાછળ જે તારો બાંધેલા હતાં, તે તારો છુટા પાડીને પોતે નિચે બેસી ગઇ. કે તરત મડદું ત્યાંથી ચાલ્યું અને રાજાના બાગમાં દાખલ થઇ ઢાલની સાથે તરવારના ઘા કરવા લાગ્યું.

ઢાલના ઉપર તરવારના પડતા ઘાના અવાજ સાંભળી. માલી પોતાના ઝુપડામાંથી બહાર નિકળી, આ અદભુત ચમત્કાર જોતાજ માળીની છાતી ફાટ ફાટ થવા લાગી.

મુંડદું તરવારને નચાવતું માલીની સામે જવા લાગ્યું તે જોઇને માલી કાળી ચીસ નાખીને પોતાના ઘરના માણસને કહ્યું કે ! 'કોઇ કાળ આવ્યો છે.' માટે ભાગવું હોયતો ભાગો નહીંતો હમણાં આપણ બધાને કાપી નાખશે. ઘરના માણસો આવા વીચિત્રકાળને જોતાજ પોતાના ઘરને મુકી. જીવ લઇને બાગની બહાર નિકળી ગયા એટલુંજ નહીં પણ બાગના આસપાસ ન રહેતાં છેક કોટવાળના ચબુતરા શોધી દોડતા ગયાં.

એટલામાં તે પૂર્ણકળાએ તે મુડદાને પાછું ખેંચી લઇને તરત બાગમાં દાખલ થઇ, અને માલીના ઘરમા જઇને માલીનો ખજાનો ખાલી કરીને પોતાની જગાએ આવીને પોતાના માણસને આપી દઇને પોતાને ઘેર રવાના કરી દીધો.

કોટવાલ ચબુતરામાં બેઠો હતો. ત્યાં માલી જઇને કોટવાલને કહેવા લાગ્યો કે ! 'કોટવાલ' તું રાજાની નોકરી કરે છે કે મશ્કરી કરે છે ?

**કોટવાલ**—કેમ ! માલી ! તારૂં મગજ ઠેકાણે છે કે તાડના ઝાડમાં ભરાયું છે ?

**માલી**—કોટવાલ ! તાડના ઝાડ તને રાત ને દીવસ સ્વપ્નામાં મળતા હશે. તેથી તે તને હમણા યાદ આવ્યા હોય એમ મને લાગે છે. નહીંતો તું મારના મગજને તાડ ઝાડમાં ગયું છે એમ કદીપણ કહેત નહીં.

**કોટવાલ**—જો તારૂં મગજ તાડના ઝાડની વાસનાથી ધેરાઇ ગયુ ન હોત તો તુ આ તારા પરીવાર સહીત બાગનો સુનો મુકી અંહીંઆ આવત.

**માલી**—હાડીયેણુને મન હસવું ને દેડકાનો જીવ જાય છે. અને ઉપરથી બાપશ્રી દુઃખપર કેવો ડામ દેછે. અલ્યા કોટવાલ ! આ તુ બોલતો નથી. પણુ તારો સાથી સેતાન તને બોલાવે છે. જરા વીચાર કરજે. સામે રાજાનો માલી છે. તાગ ઓધાનો ખ્યાલ ન કરતાં તારી અકલનો ભમરડો ગુમાવવો હોય તો, તેઇ પીંજારાને ઘેર કેમ જતો નથી? જો હું તને સેવટે કહુછું કે રાજાના બાગનો કોઇ નાશ કરી બાગની અંદર જે કાઇ મારી પુંજી હશે તેને જો કોઇ હરામખોર લુટી જશે તેનો હુ જોખમદાર નથી. પણ તુ છે.

માલીના આવા કડક શબ્દોનો ટણુકો કોટવાલના મગજમાં જબરદસ્ત લાગવાની સાથે કોટવાલનો નિશ્નો ઉતરી ગયો. અને સુધીમાં આવી કોટવાલે માલીને કહ્યુ કે ! 'બોલ ! માલી બોલ !' તારા બાગમા કેટલા હરામખોરો આવ્યા હતા? ને કયાં છે?

માલીએ ખરી બાબત ન બતાવતા કોટવાલમાં કેટલું પાંણી છે તેની પરીક્ષા કરવા માટે માલીએ કહ્યું કે ! 'કોટવાલ! મે ગયા નથી! આપણા બાગની આસપાસ ઝાડની નીચે સંતાઇને બેઠાછે.

**કોટવાલ**—એમાં શી મોટી વાત છે. એટલું કહી કોટવાલ હથ્યાર બાંધી તૈયાર થઇ માલીને સાથે રાજાના બાગ તરફ જવા નિકળ્યો.

આ બધાને બાગની લગભગ આવતાં જોઇને પૂર્ણકલાએ તે મુડદાંને ધીમે ધીમે બાગની સામે બેસાવતી ગઇ; આ જોઇ માળી મનમાં જાણી ગયો કે જીવ લેવાને આવેલો કાળ હજી ગયો નથી. પણ બાગના દરવાજાની સામે ઉભો છે. તે કોટવાલને ન બતાવતાં પાછલે રસ્તેથી બાગમાં લઇ જવામાંજ લાભ છે. એવો વીચાર કરીને કોટવાલને કહ્યુ કે, ' કોટવાલ ' અહીંથી ચાલો બાગને પાછલે રસ્તેથી જઇશુ કે ત્યાં જે કાંઇ હશે તે તમારા જાણવામાં આવ્યા વીના રહેનાર નથી. તે કોટવાલ તે પ્રમાણે વર્તવાને કબુલ થઇને બાગને પાછલે રસ્તેથી ગયા અને બાગમાં દાખલ થઈ સર્વ જોવા લાગ્યાં તો માલીનો બધો ખજાનો લુટાઈ ગયલો જોવામાં આવ્યો.

આ જોઇ કોટવાલ જરા વીચારમાં પડી ગયો, અને તરત મ્યાનમાંથી તરવાર ખેંચી માલીને કહયુ કે, 'તારા લુટાઇ ગયેલા ખજાના માટે જરા પણ ગભરાઇશ નહીં. જા તું તારા ઘરમાં, છોકરાછૈયા વગેરેને અરજ આપીને નિભર્યથી ઉંઘ કાઢ, હું આજની રાત તારા બાગની ચોકી કરીશ.

એટલુ કહેતાની વાર કોટવાલ બાગના દરવાજાની પાસે આવીને ઉભો, તેટલામાં તે મુડદું તરવાર ફેરવતું કોટવાલની સામે ઉભું રહીને પોતાની તરવારને ઉગામી. આ જોતાં કોટવાલ જરા પણ હીમત ન હારતાં તરત પોતાની તરવારનો એક જબરો ઘા તે મુડદા ઉપર જેવો મારવા જાય છે, તેવો તેનો ઘા ચુકાવીને મુડદુ દસ હાથ પાછળ હઠી ગયુ. તે જોઇને કોટવાલે કહ્યુ કે, ' એ સેતાન ! હવે તું મારા હાથમાંથી નાહાસી કેટલે છેટે જઇશ ' હું હવે તને કદી મુકનાર નથી. એટલું કહેતાની સાથે કોટવાલ છલાંગ મારતો તેની સામે દોડયો. મુડદું પણ પાછલે પગે કુદતુ કુદતુ આગળ ચાલ્યુ. આ પ્રમાણે તે મુ-

ડદુ કોટવાલને છેક મસાણુ આગળ લઇ જઇને મસાણમાં અલોપ થઇ ગયુ.

આ વખતે પુર્ણકળા એ પ્રમાણે સંકેત કરી રાખ્યા મુજબ પોતાનુ કામ કરી આ મસાણના મસાણી બાવાનો વેષ ધારણ કરી લઇને તે મસાણી બાવાની ઝુંપડીમાં બેઠી હતી

મસાણી બાવો હજી શુ પોતાની ઝુપડીમાં જાગે છે. એવું જાણીને કોટવાલ તેની ઝુપડીમાં ગયો. પોતાની ઝુપડીમા કોટવાલને આવતો જોઇને તે મસાણી બાવો તરત ઉભો થઈને કોટવાલનો સત્કાર કરીને પોતાની પાસે બેસાડીને પુછ્યુ કે, ' કોટવાલ સાહેબ ! આ વખતે આ અંધારી રાતે આ જાગતાજોત સ્મશાણમાં તમારૂં કેમ આવવું થયુ.

**કોટવાલ**--બાવા ! તમે કાંઈ ચમત્કાર જોયો !

**બાવો**--શુ તે ચમત્કાર જોવા માટે તમે અહીં સુધી આવ્યા છો ? એ ચમત્કાર હમણાંજ મારી નજરેથી અહીંયા અલોપ થઇ ગયો.

**કોટવાલ**--તે ચમત્કાર બનાવનાર શુ કોઇ પ્રેત છે.

**બાવો**--હા ! તે એક જબરદસ્ત પ્રેત છે.

**કોટવાલ**--અને તે આવી રીતે બીજાને દુઃખી કરવા માટે રોજ રાતના નિકળે છે ?

**બાવો**--હા મહારાજ !

**કોટવાલ**—હવે તે ફરીને પાછો નિકળશે નહીં !

**બાવો**—એતો કયારનો અહીંથી નિકળી બહાર ચાલ્યો ગયો.

**કોટવાલ**—એ હમણા કયાં ગયો હશે ?

**બાવો**—હવે તેની સાથે તમારે શું કામ છે ?

**કોટવાલ**—બાવા ! મારે એની સાથે બહુ કામ છે !

**બાવો**—કોટવાલજી ! શું તમે ગાંડાતો બની ગયા નથીને ? જો જો સંભાળજો ! મને ભય લાગે છે કે રખેને તે પ્રેતે તમારો ભોગ લેવા તમારા પેટમાં પેશી જઇને આમ બોલાવતો ન હોય ?

**કોટવાલ**—બાવા ! તમેતો પ્રેત જેવા લાગોછો તેથી પ્રેત જેવું બોલોછો ! અમે રજપુત બચ્ચાં જો પ્રેતથી ડરતા હોત તો આ અંધારી રાતે તમારા સ્મશાણ સુધી તે પ્રેતની પાછળ આવત !

**બાવો**—શું ત્યારે તમે તેને પકડવાના એટલી બધી હીમત ધરાવોછો ? હુ કહુંછુ કે તમારાથી તે પ્રેત કદાપણ પકડી શકાય એમ નથી. તે તમારી તરવાર કે બંદુકડીથી બીતું નથીતો ?

**કોટવાલ**—તો તે શેનાથી બીહે છે ?

**બાવો**—તેની શકતીને વશ કરી જાણનારને સ્વાધીન થાય છે.

**કોટવાલ**—તમે તેની શકતીને વશ કરવાની વીધીને જાણી શકયા વગર આ શ્મશાણમાં કેમ બેસી શકતા હશો.

**બાવો**—જાણવાથીજ મારી પાસે આ મસાણમાંનો કોઇપણ પ્રેત આવતો નથી.

**કોટવાલ**—ત્યારે તમે તમારી તે વીદ્યાથી તે પ્રેતને મને કેમ પકડી આપતા નથી.

**બાવો**—તમારી તેવીજ ઇચ્છા છે. તો મારી ના નથી, પણ મારી સરત પ્રમાણે તમે વર્તવાને બધાતા હો તો હું તૈયારછું.

**કોટવાલ**—બાવાજી ! શી સરત કરવા માગોછો ?

**બાવો**—તમારા કપડા ઉતારી મને પહેરવા આપો અને મારા તમે પહેરી પ્રેતના માથાના બનાવેલી હારમાળા તમારા ગળામાં પહેરી ગુપચુપ મારી ઝુપડીમાં સુઇ જાઓ જુઓ પછી એક સપાટામાં તેને પકડી તમારી પાસે લાવી હાજર કરૂ છુ કે નહીં. કોટવાળે બાવાની સરત કબુલ કરી તરત પોતાના લુગડા ઉતારી બાવાના પહેરી, બાવાના કહેવા મુજબ ઝુપડીમાજ સુતો. કોટવાલના હથ્યાર કોટવાલના લુગડા પૂર્ણ કળાએ પોતે ધારણ કરીને જ્યાં આ શ્મશાણના બાવાને બેશુદ્ધ કરીને મસાણની રાખમાં લોટી દીધો હતો, તેને શુદ્ધમાં લાવી. પોતે પોતાના વેષને સમેતી લઇને પોતાના ઘરનો રસ્તો લીધો.

સહવાર પડતાં સ્મશાનમાં ભેગા થયેલાં ડાઘુંઓએ કોટવાલની આ દશા જોઇને હસવા લાગ્યાં, ઘેર ગયો, અને તે ચર્ચા આખી નગરીમાં પવનના પેઠે ફેલાઈ ગઇ.

રાજાને કાને આ ખબર પહોચતાં તરત પોતાના બાગના માલી અને કોટવાલને દરબારમાં હાજર થવાનો હુકમ લખી ચતુરેને મોકલ્યો ચતુરને રાજાનો હુકમ મળતાજ, ચતુરે પોતાના માણસો માણસોની મારફતે રાજાનો હુકમ માલી અને કોટવાળને પહોચાડી દીધો.

બંનેને રાજાનો ખાસ હુકમ મળતો કોટવાળ અને માળી રાજાની દરબારમાં હાજર થયા.

વીક્રમ રીજા પોતાનાં ખજાનાં સહીત; વીદ્વાન રત્નો રૂપી આભુષણથી શણગારી બેઠેલ છે. એટલામાં કોટવાલ તથા માળી હાજર થયા. અને તેઓએ આ ભવ્ય દરબારમાં કાંઈ પણ જુઠું બોલવાની હીંમત ન કરતાં રાત્રીએ જે હકીકત બનેલી હતી તે નીવેદન કરી વીક્રમ રાજા પોતાની વીચાક્ષણતાથી ચંચળતામાં અને શૌર્યતામાં ભરપુર આ ચપળ માણસને કોટવાલની જગ્યા આપી હતી. અને તેનાથી પોતાની પ્રજાનું ચોકસ નીર્ભયપણું તે ધારતો હતો, પરંતુ આ નવીન ખેલ બનવાથી અને પોતાના વીચીક્ષણ કોટવાલના પહેરવેશ અને હથ્યાર તેના હાથેથીજ જવાથી વીક્રમ રાજાને જરાક આ બાબતમાં માઠું લાગ્યું હતું. પરંતુ ચકોર રાજા આ બાબતમાં કોટલાલનો કાંઇ ગુન્હો ન ગણતાં આ ઠગવીદ્યા ચલાવનાર પર આ વખતે ખુબ ગુસે થયો. પરંતુ એ ભાવ પોતાનાં હૃદયમાં છુપાવી કોટવાલને ચમકાવવાને માટે કેટલાક પ્રશ્નો પુછવા લાગ્યો.

'કેમ ઉજ્યેણી નગરીનાં કોટવાલ ! તમે તમારી ફરજ તો ઠીક બજાવી છે કે ?

**કોટવાલ**—મહારાજાધીરાજ ! આ સેવકની નીર્માલ્યતા માટે ક્ષમા સાથે કૃપાદષ્ટીની કઇ ઇચ્છા છે. અને આજથી આપની પ્રજાની સેવા માટે હું તદન અયોગ્ય નીવડયોછુ.

વીક્રમ—એટલી બધી હદસુધીનું મારૂં કહેવું નથી, પરંતુ આ બાબતમાં તમોએ કરેલી ભુલ ખરેખર વીક્રમની રાજ્યધાની ઉજય-ણીનાં કોટવાલને માટે તે વધારે પડતી છે.

**કોટવાલ**—મહારાજ ! તે હું કબુલ કરૂં છું, પરંતુ આ આપની રત્નોજડીત સભાની અંદર હવે કાઇ પણ બોલવા માટે શરમથી હૃદય કમળ કરમાઇ જાય છે, તે આપની ઇચ્છા મુજબ આ ભુલ માટે મને શીક્ષા ફરમાવી આ સ્થળે વીશેષ વખત નીચે મહોડે ઉભા રહેવાની દબામણી થતાં આ રંક પ્રાણીના દુઃખ પર દયા કરશો.

**વીક્રમ**—મારા ખજાનાનાં અમુલ્ય રત્ન, તારી આ ચાલ ચલ-ણથી ઉલટી તને અને તારા જેવા શૌર્યવાન રત્નોં મારી પાસે હોવાથી મને પણ શોભા મળી છે. ધન્ય છે તારા શૌર્યતાને તો પણ આટલું તો ધ્યાન રાખવાની જરૂર છે કે આપણે દરેક પ્રકારની વીધા હુન-રમાંની પ્રવીણતાં આપણા પ્રાણનાં રક્ષણ માટે અને તે શુદ્ધ વૃતી આપના આ લોક અને પરલોકનાં હીત ખાતર જાણી રાખવાની જરૂર છે, આવી અનેક સારા તથા ખરાબ કાર્યો કરવાની કળારૂપ વીધાનો જેમ બને

તેમ આપણે તર્ક શાસ્ત્રથી નીર્ણય કરી આપણી ફરજ બજાવવી જોઇએ. જુઓ ! આ રત્નમય સભામાંનુ એકાદ રત્ન આ ભેદનો પ્રકાશ પાડી શકશે. તે તર્ક શક્તિની કળાનો ખ્યાલ કરજો. અને તે પ્રમાણે અન્ય પ્રસંગ માટે એ વીદ્યાની પ્રવીણતા અજમાવજો એથી મને વધારે સતોષ થશે.

વિદ્વાનરત્ન સભાજનો આ બાબતનો નીર્ણય કોઇ કરી શકવા શક્તિવાન હોય તેણે ખુશીથી આ બાબતમાં ખુલાસો કરવો.

**વીદ્વાન સભાસદ**--જયહો પરદુખભંજન પ્રતી પાળનો ! મહારાજ! એ બાબતમાં મારી અલ્પશકિત તો એવી કલ્પના કરી શકે છે કે જે અગ્નીના ભડકા અયોગ્ય સ્થળે દેખાતા હતા તે પોતાની મેળે સળગી ઉઠે એવી વસ્તું થાય છે. જેની અસલ ઉત્પતી જોકે મરેલા માણસ અગર જનાવરના હાડકામાંથી થયેલી છે તે વસ્તુ સાથે શુદ્ધ હવા મળવાથી, સહેજમાં ભડકો લઇ ઉઠે છે અને તેને થોડી બુદ્ધિના માણસો ભુતના ભડકા કહેછે, તેમ એ ભડકા થવાનું મુખ્ય સ્થાન જ્યાં હાડકાઓ પડતર રહેતા હોય એવું સ્થાન સમશાનજ છે જેથી મરીગયેલા માણસો પ્રેતયોનીમાં ભુતના ભડકા રૂપે રાત્રીના ભટકે છે એમ મનાય છે. હવે આ વસ્તુ કેટલીક મેળવણીથી પણ બની શકે છે અને તે વસ્તુનુ મીશ્રણ પાણીમા જાળવી રાખી શકાય છે. આ મીશ્રણનુ પાણી કોઇ પણ સ્થળે છાટવાથી તે પાણી સુકાઈ ગયા પછી એ વસ્તુનો ભડકો દેખાય છે અને તેવા અનેક પ્રયોગ સહેજમાં થાય છે તો આ વીષે આપણા રસાયણ શાસ્ત્રીઓ કાંઇક ખુલાસો કર્યા વગર રહેશે નહીં.

**રસાયંણુશાસ્ત્રી**—મહારાજાધીરાજ! આપની સભાના ઉજવળી રત્નોની તર્ક શકિતના પ્રકાશ પાસે અમો વીધાના બળવાળો પણ અલ્પજ છીઇએ. આં પંડીતના દરેકે અક્ષરે અક્ષરે બરોબર છે તેમાં કાંઇ વાંધો કહેવા જેવું નથી. પરંતુ જે માણુસનું શરીર પ્રેત રૂપે આટલું કાર્ય કરતું હતું તે ખરેખર માણસનું શરીર નજ હોવું જોઇએ તેમ કોઇ પાષાણ લાકડાનું પુતળું પણ નજ હોવું જોઇએ કારણુ એ પુતળાએ જે ચપળતા વાપરી છે તે પરથી તેનું શરીરનું વસ્તુ તદ્દન વજન વીનાની હોવી જોઇએ, તો આ પરથી એમ જણાય છે કે આપણા સંગ્રહસ્થાનમાં મુડદાની પર જે મ.શ્ર.ણુ લગાડી તેના શરીરનો ચોકસ આકાર જાળવી રાખવા માટે જે ક્રીયા કરીએ છીએ અને તેથી અંદરના માંસહાડ આદી વસ્તુઓનો નાશ થઇ અસલ માણુસના રૂપમાં જે ખોખા જેવું માણસનું શરીર રહે છે તે શરીરની પેઠે આ ઠગે ઉપયોગમાં લીધું હોય એમ જણાય છે જેથી આ બાબત સહેલથી સમજાઈ શકાશે.

**વીક્રમ**—કેમ કોટવાલ કાંઇ સમજાયું ?

**કોટવાલ**—દીવ્ય દરબારમાં આવા નીર્માલ્ય વીષયનું અલ્પ જ્ઞાન રૂપે ન્યુનતા હોય એમ કોણુ ધારી શકે !

**વીક્રમ**—ઠીક છે તો હવે તમો આં પ્રસગ પછી શી ચપળતા દર્શાવો છો તેના પર તમારો ચાલાકીની પરીક્ષાનો આધાર છે. અને હવે જેમ બને તેમ આ ઠગારણુ કે હાલમાં જેણે અનેક ઠગવીધા ચલાવી વીક્રમના રાજ્યને ચકડોળે ચડાવ્યું છે તેને માટે સખત ઈલાજ લેવા જોઇએ.

---

# વાર્તા ૧૪ મી.

## દીપક.

રાજના માલી અને ચાલાક કોટવાલને ગઇ રાત્રીએ પૂર્ણકલા નામની ધુતારણે પોતાની કેવી સરસ યુક્તીથી ઠગ્યા હતા અને તમામ ઉજેણી નગરીને હેરતમાં નાખી દીધી હતી. અને તે વીદ્યા ખરી છે બનાવટી છે તે નિર્ણક કરવા માટે વીક્રમે પોતાની દરબારમાં આ વિદ્યાને માટે કેટલી બધી વાદ વીવાદ ભરેલી ચર્ચા ચલાવતી હતી. તે વાંચક તું આગળ વાંચી ગયો છે.

આ બાતમી પૂર્ણકલાને મળ્યા પછી પૂર્ણકલા પોતાના મનમાં બહુ ફુલાવા લાગી. અને મલકાતી મલકાતી મનને કહેવા લાગી કે મનડાં! જીવડા! સાવધ થયા! આજે તારે બહુજ મહત્વનું કાર્ય કરવાનું છે.

આજ સુધીતો રાજાના નમાલા અનુચરો અને પ્રજામાંના સાધારણ બુદ્ધિના સાહુકારોને ઠગ્યા. જો કે રાજાને અને ચતુરસીંહ જેવાને પણ કાંઈ છોડી દીધા નથી, તોપણ હવે કાંઇક એવું પ્રાક્રમ કરી દેખાડવું જોઇએ કે જેથી વીક્રમ સહીત સઘળા મારી આ શક્તિથી ઠગાય. પરંતુ આ ઉજયની બુધિવાન અને વીદ્વાનથીજ ભરેલી છે સઘળી ચતુરાઇતો વીક્રમના ઘરમાંજ વસી રહેલી છે. આટલી બધી હીંમત

કરવા માટે મારૂં મન શું કહે છે! અરે જખ મારે છે એ વીક્રમની ઉજયણી અને એના બુદ્ધિમાન સહાયકો ! કારણ જ્યાં સુધી મારી બુદ્ધિની ચપળતાપર મને વીશ્વાસ છે ત્યાં સુધીનો મારી વીધામાં હું કદી પણ પછાત નહીં પડુ, એમ મારૂં મન ખાત્રી આપે છે. ત્યારે હવે આ મહાન કાર્યનો આરંભ પણ મહાનજ થવો જોઇએ. આટલો વીચાર કરતાં કાંઇક અજબ તર્ક યાદ આવવાથી આબેહુબ જોગણીનું સ્વરૂપ ધારણ કરવા માંડયું, શરીરપર એવો રંગ લગાડયો કે જે સુકાયા પછી જેનો દેખાવ સેકડો વર્ષ ઉપરની અવસ્થાનો દેખાય આવી રીતે તૈયાર થઇ પોતાની યૌવન ઉમર અને સ્વરૂપવાન દેહ માટે કદી કોઇને શકા આવશે કે કેમ તેની ખાત્રી કરવા આરસીમાં એ પોતાનું વીચીત્ર સ્વરૂપ જોયુ. અને આવો પોતાનો જર જરીત દેખાવ જોઈ એકદમ હસી પડી અને બોલી 'ફીકર નહીં' સદ્ગુરૂ અને ઇશ્વરની કૃપા મારીપર પુર્ણ છે, કારણ 'આ કાર્ય હું કાંઇ બદદાનતથી કરતી નથી' એવો વીચાર કરતી કેટલોક જરૂરનો સામાન સાથે લઇ અર્ધી રાત્રીએ બહાર પડી અને ઉજ્યનીના મધ્ય ચોકમાં યોગીઓને રહેવા લાયક અને નાજુક તબુ ગોઠવી દીધો તેની અદર ચારે બાજુથી જેટલુ જોઇએ તે કરતાં વધારે અંજવાળું ન પડે એવીરીતે તેણીએ તે પ્રમાણે ચોકસ ગોઠવણ કરી સામે ઇશ્વરની એક કલ્પીત મુર્તી સ્થાપી અને તેની સામે પોતે દ્રઢ આસન વાળી ઇશ્વિરની મુર્તી અને પોતાની બેઠકની વચે એક અદભુત ( જ્યોતી ) દીપક ગોઠવી દીધો, એ દીપકનો પ્રકાશ ધારેલી હદ સુધીમાજ પડે તે માટે તેની આડી એ તંબુના કપડાની આડ એવી રીતે ગોઠવી હતી કે તે આડ વચમાં છે કે નહીં તે બીલકુલ દેખી શકાયજ નહીં. આ પ્રમાણે ગોઠવણ કરી એટલામાં

પ્રભાત થયું અને માણુસો આવવા જવા લાગ્યા. આ મધ્ય ચોકમાં કોઇ પણ સાધુ બાવા અગર ચાહે તેવા સત્તાધીશને પણ આ પ્રમાણે ખાસ આશ્રમ નાખી બેસવાની રાજાની સખત મના હતી, છતા આ સ્થળે અનાયાસે અલોકીક રીતે આ તંબુ ઉભો થયેલો જોઇ આવતા જતા માણુસો ત્યાં ભેળા થવા લાગ્યા. થોડાએક માણુસોનો જમાવ થયા પછી તે જોગણે અંદરથી કોણ છે ? એ લુચ્ચાઓ ! મારા ધ્યાનમાં ભગ પડે છે ? એ સવાલ સાંભળી એક માણુસે અંદર જવા હીંમત કરી અને તે માણુસ અંદર ગયો તો સેંકડો વર્ષ ઉપરની હુદ જોગણુ તેનો અને આ ઠાઠ જોઈ શ્રદ્ધાળુ બની ગયો.

**યોગણુ**—તુ કોણુ છો ? તારે શી ઇચ્છા છે ? મારી પાસે ઇશ્વરના દર્શન કરવા હોય તો તે હાજરાહજુર છે, એ સીવાય ધન-સંપતી તો અમો જોગી લોકો રાખતા નથી.

**માણુશ**—દેવી, યોગીની, આપના દર્શનથીજ હું તો કૃતાર્થ થયો તોપણુ સતપુરૂષની સંગતી કદી નીષ્ફળ નીવડતી નથી.

જોગણુ—સત્ય છે. આવ બેટા અહીં આવ ! અને શ્રી પ્રભુજીના દર્શન કરી કૃતાર્થ થા. આ માણુસ જોગણુની પાસે ગયો અને મુર્તીની સામે નજર કરતાંજ શુ જોયુ ? કે તરતજ તે બુમ પાડી ઉઠયો કે ધન્ય છે ધન્ય છે મારી આ જીંદગી કૃતાર્થ થઇ માજી મને તો પાર ઉતાર્યો આ શબ્દો એટલા જોશથી તે બોલ્યો કે બહાર ઉભેલા માણુસે તે સાંભળ્યા અને તેથી બીજા અનેક માણુસો અંદર આવ્યા. જોગણે પણ તેઓમાંના એક પછી એકને

બેધડક દર્શન કરાવવા લાગી, જેથી જેમ જેમ દીવસ થડવા લાગ્યો તેમ તેમ આખા શહેરનું માણસ આ ચોકમાં એકઠું થવા લાગ્યું. પ્રજાની આટલી બધી ભીડ આ મુખ્ય ચોકમાં થવાથી નગરનો વહેવાર પણ અટકી પડયો .આથી કોટવાલ અને તેની ઉપરના કેટલાક સત્તાધીશો ત્યાં તપાસ કરવા આવ્યા પરંતુ તે ઓ પણ એક પછી એક આ ચમત્કાર જોઇ વાઘ જેવા બની હુંકું કરતા આવ્યા હતા તે નરમ બકરી જેવા બની ગયા. આથી આ બાબતની ખબર એકદમ રાજદરબારમાં પહોંચી. અને તેનો ખાસ તપાસ કરવા વીક્રમ રાજા પોતાની વીદ્વાન સભા સહીત આ ચોકમાં આવ્યો, પરંતુ આ તંબુની અંદર આઠથી દશ માણસ ભાગ્યેજ ઉભા રહી શકે તેમ હતું તેથી રાજા ચતુરસીંહ બે ઉત્તમ વીદ્વાનો અને અંગરક્ષકો લઇ એ તંબુમાં દાખલ થયા તેઓમાંના એકેકને આ જોગણે એક સાધારણ માણસ પ્રમાણેજ તેને આં ચમત્કારી દર્શન કરાવ્યા રાજાને તો તે જાણે જાણતીજ નહોય અથવા રાજા શું ને વાત શી તે પ્રમાણે પોતાના ઠાઠથીજ રાજાને પર યોગ્ય સમય સુધીજ ત્યાં ઉભવા દીધો અંને પછી તુરત બહાર જવાની આજ્ઞા કરી, આ આજ્ઞાનું રાજાથી ઉત્થાપન થઇ શકયુ નહીં, તોપણ પોતાની રાજા તરીકેની સત્તા બતાવવા કેટલાક હીરા માણેક અને સોના રૂપાના થાળો મંગાવ્યા અને તે જોગણ પાસે ખાલી કીધા. પરતુ જોગણે તો તેની સામે નજર પણ ન કરી અને જાણે જાણતીજ નહોય તેમ એકજ ધ્યાનમાં બેસી રહી. આવી રાજાની ચાલ ચલણ જોઈ પ્રજાએ પણ તેનું અનુકરણ કર્યું. અને સૌ કોઇ યથાશક્તિ પ્રમાણે એ જોગણના ચર્ણમાં અર્પણ કર્યું આથી ધનના ઢગલા થવા લાગ્યા. તે તંબુમાં સમાયા ત્યાં સુધી જોગણ બોલી નહીં પણ જ્યારે હદ

ઉપર્શાંત થયું ત્યારે એકદમ આંખ ખોલી ક્રોધથી બુમ મારી એ તુમ કયા કરતે હો! ઉઠો જાઓ! ઉઠો જાઓ! હમકું નહીં ચૈયે! હમ કયા માયાકે લીયે એ કામ કરતે! હૈ માયાતો બદી બદ માસ હૈ લે જાઓ! લે જાઓ! અરે બચ્ચે! લડકે! લે જાઓ! આ જોગણે આંખની પાંપણપર એક જાતના જંતુંનું લોહી લગાડેલું હોવાથી તેની આંખ લાલ અગ્ની વર્ણી ભાસતી હતી અને તેનો પ્રકાશ આ તંબુના અંધારામાં સૌ કોઇને આંજી નાંખવા માટે પુરતો હતો. જોગણને આ પ્રમાણે ગુસ્સે થયેલી જોઇ સૌ કોઇ બહાર નીકળી ગયા. આ બાબતમાં રાજાને તો અનહદ શંકા થતી હતી પરંતુ આટલી પ્રજાની વચ્ચે જે કાંઈ પણ સવાલ થાય તો તે પ્રજા આવી અદ્‌ભુત (આંધળી) શ્રદ્ધાથી એ વખતે રાજાનું અપમાન કરે કે એથી પણ કાંઈ વીશેષ રાજાને ભોગવવું પડે એમ ચોકસ જણાયાથી રાજા ચુપજ રહ્યો. વળી આ ઇશ્વરના દર્શનમાં સત્યપણું વીશેષ જણાયું, કારણ આ વીષયમાં તેનો તર્ક, વીદ્યા, બુદ્ધિ અગર અનુભવ કાંઇ કામ કરી શકયાં નહીં. તેમ સાથે આવેલા શ્રેષ્ઠ બુદ્ધિમાન વીદ્વાનો પણ આ બાબત સંબંધી ગુંચવણમાં પડેલા દેખાયા. ચતુરસીંહ તો આ ખેલ જોઈ ચકરમજ બની ગયો અને વીચારવા લાગ્યો.

આ વળી શું નવું કૌતક! જે રસીક રંભાએ મને ઠગ્યો હતો. તે તો આ નહીં હોય? નહીં, નહીં, એ શું હોય? પણ આતો બસેક વર્ષની ડોસલી તેને શું આવું ઠગપણું કરવાની શી જરૂર હોય? આ બાબતમાં તો મને કાંઇક સત્યપણુંજ જણાય છે. પણ ઠીક, એ કયાં જવાની છે એટલો વીચાર કરી એ તંબુની આસપાસ પુસ્તો ચોકી

પહેરો રાખવાની સખ્ત આજ્ઞા કરી વીક્રમને પણ આ ચતુરસીંહની ચાલ ઠીક લાગી અને એની આ સમય સુચકતા માટે પુત્રની ચાલાકી એ તેના હૃદયને વધારે ચીતર્યું.

ઉપર પ્રમાણે બંદોબસ્ત કરી રાજા સઘળી સભાસહીત સ્થાનકે ગયો રાત્રી વીતવા લાગી, મધ્યરાત્રી થઇ ત્યારે જોગણે વીચાર કર્યો કે મારી આજુબાજુ ભયંકર પ્હેરા રહેલા છે એ તેના 'હુશીયાર' એ શબ્દોથી સમજાય છે પણ ફીકર નહીં એવા કરોડો અને તેના સરદાર વીક્રમ અને ચતુર જેવા સેંકડોની આંખો આંજવા જેટલી મારી પાસે સ્દગુરૂની પ્રસાદી છે. એટલુ બોલતાની શાથે તેણે એક બીજો દીપક તૈયાર કર્યો, અને તે દીપક હાથમાં લઇ તે બહાર પડી અને તંબુ માટે જે વાંસની વાંકી ચુંકી વરી એ ઉપયોગમાં લીધી હતી તે ખેંચી કાઢી. જેથી તંબુ જમીન ભર થઇ ગયો, પરંતુ એક એ દીવો અને બીજા હાથમાં આ વળી લઇ તે જેવી ચોકીદારોની નજર તેની ઉપર પડી તેવીજ સીપાઇઓમાં નાશભાગ થઈ રહી. આ દીપકના પ્રકાશની કળાથી આ વળી એક મ્હોટા અજગર જેવી દેખાતી હતી, જ્યારે ચોકીદાર નાશભાગમાં પડયા ત્યારે નીચે પડેલા ધનના ઢગલામાથી કેટલાક ખરા કીમતી જવાહીરો લઈ હાથમાં વળી પકડી. આ જોતાંજ ચોકીદારો ફરીને બુમાબુમ કરવા લાગ્યા અને પગે લાગવા મંડયા. માજી ઇશ્વરી અમને બચાવો. એ પહાડ જેવા ઝેરી જાનવરને વીદાય કરો એટલું બોલતાં નાસાનાશ કરવા લાગ્યા.

જોગણુ બોલી તમે કાંઈ ફીકર કરો નહીં તમે તમારા પહેરાપર બરોબર હાજર રહો હું આ અજગરને જરા દુર વળાવી આવું છું એટલું કહેતાં તે વળી હાથમાં લઈ તે ચાલી નીકળી અને આ આખી ઊજ્યની અને વીક્રમ રાજા સર્વને ઠગવાથી ખુશી ખુશી થતી પોતાને સ્થાનકે જઈ આરામમાં પડી.

આ જોગણુ ઘણો વખત થયા છતાં ન આવવાથી પ્રભાતની વીક્રમ રાજાની કચેરીમાં એ પહેરાપર રાખેલા સૈન્યનો સરદાર ગયો.

વીક્રમરાજા પણ પ્રભાતમાંજ એ વાત ચલાવી રહ્યો હતો એટલામાં સરદારે આવી મહાકાણના સમાચાર કહ્યા. આ ખબર સાંભળી આખી કચેરી સંભ્રમ બની ગઈ અને પુતળાઓની માફક સૌ સજ્જડ બની રહ્યા.

આ વખતે સમય યોગે એક માતૃ ગુપ્ત નામનો દરીદ્ર પણ વરદાઈ વીદ્વાન પોતાની દરીદ્રતાનુ મોહપણું એ વીક્રમરાજાની ઉદારતા અને કદરરૂપી પારસમણીથી કંચન કરવાની આશાઓએ આજેજ આવેલો હતો તેના અંગપરની દરીદ્રતા આ કચેરીના સર્વ માણસોથી તેને જુદા સ્વરૂપમાંજ ઓળખાવી આપતી હતી. જેથી તે પોતાના દીલથીજ શરમાઈ ખુણામાં દબાઇ રહ્યો હતો.

જ્યારે વીક્રમની આખી કચેરી ચીત્રામણ જેવી થઇ ગઇ ત્યારે આ મહા વીદ્વાન પુરૂષની આંખો એવી રીતે ચળકવા લાગી કે જાણે તે આ વીક્રમની આખી કચેરીને બાળ બુદ્ધિના ખેલ જેવી જોતો હોય.

માતૃ ગુપ્તના હૃદયમાં આ વીષયમાં કાંઇક બોલવા માટે શી રીતે આરંભ કરવો તેના વીચાર ચાલે છે. એટલામાં વીક્રમ એકદમ ચમકીને બોલી ઉઠયો.

"સમજ્યો એતો પેલીજ ઠગારણ લુચ્ચી!'' આપણે બધાને ઠગી ગઈ આખી ઉજયનીનું નાક કાપી ગઇ ખરેખર બહુ ભારે થઇ આ ખટકો મારા હૃદયમાં બહુજ સાલે છે.

મનુષ્યમાં ચતુરાઈ તો હોય છે. પણ આતો મનુષ્ય શક્તિની પણ બહાર જેવું કાર્ય થયુ" આવા વીક્રમના ઉદગાર નીકળવા છતાં તેની કચેરીનાં બાહોશ વીદ્વાનો પણ એક શબ્દ બોલી શક્યા નહીં પરંતુ ખુણામાં દબાયેલ માતૃ ગુપ્ત આથી ઉછળી ઉઠયો.

'વાહ! વાહ! આવું હુ જાણતો હોત તો અહીં કદી પણ ન આવત'

વીક્રમ રાજા ચકીત થઈ તેની મુખનું સામે જોઇ રહ્યો. તેનાં ઢંગ પરથી તેના આ બોલેલા શબ્દોને જુદોજ અર્થ સમજીને વીક્રમે તીક્ષણ દર્ષ્ટાથી કહ્યુ કે, 'રાકને રાબનીજ વાત' ઘણોજ દીલગીર છું કે આવા બે અકલો મારી કચેરીમાં શી રીતે દાખલ થઇ શકે છે.'

માતૃ ગુપ્ત બોલ્યો 'ખુબ કદર કરી અને તે માટેજ કહું છું કે. આવા બાળક બુદ્ધિનાં રમકડાઓજ વીક્રમની કચેરીમાં વસે

છે. અને વીક્રમ રાજા એવા રમકડાની સાથે ખેલ કરનાર એક બા-
ળક ત્યાંજ છે તો મારે આ વ્યાધી સહન કરવાનો વખત ન આવત ?

**વીક્રમ**—એ તું શું બકયો જાય છે. તું છે કોણ ? અને
આ મારી કચેરીમાં શા માટે આવ્યો છે ? આટલી બધી વધારે
પડતી જીભ વાપરવાનું પરીણામ શું નિપજશે. તે કાંઈ સમજે છે કે
બકયેજ જાય છે.

**માતૃગુપ્ત**—આપની કદર બાબત મારો જે વીચાર બંધાયો છે
તેમાં વધારોજ થતો જાય છે. અફસોસ ખેર પરંતુ મારે મારી
ઓળખાણ નામથી આપવા કરતાં ગુણથીજ આપવી ઉત્તમ છે. નહીં
તર આ બાળકની સભામાં ઉલટું જ પરીણામ આવશે, એ હું સારી
રીતે સમજું છું માટે રાજા હું કહું તે ધ્યાન દઇને સાંભળો એ
ઠગારણ તમને જે ઠગી ગઇ તે જો ભેદ ઘણોજ સાધારણ છે એવી
નમાલી બાબતમાં તમોને આટલા બધા ગુંચવાયેલ જોઇ મને મારે
માટેજ દીલગીરી થઈ છે.

એ ઠગારણે જે તમોને મહાસ્વરૂપ દેખાડયુ તે એ બતીમાં મે-
ળવેલી વનસ્પતીના મીશ્રણથી થયુ છે કેટલીક વનસ્પતી અને ખનીજ
પદાર્થોની મેળવણીનો ધુમાડો જે એક જાતની હવા ( ગ્યાસ ) થાય
છે તે હવામાં એવો અદભુત ગુણ છે કે છુપી રાખેલી વસ્તુ ચીત્રામણ
અને કોઇ પણ જાતનો દેખાવ આપણેજ જોતાં હોઇએ છતાં સામે
દેખાય છે. વળી એવા દીપકની શક્તિથી અનેક ધર્મનું સ્થાપન થયું
છે અને તે ધર્મમાં તારા જેવા હજારો રજવાડા અને તારાથી વી-

શેખ બુદ્ધિવાળા ફસાયા છે તેઓ જાણતા નથી કે આપણે ઉલટે રસ્તે ચડી ગયા છીએ વળી જે સરપનો આકાર દેખાયો તે પણ એવુંજ મીશ્રણ છે કે જેથી વાંકાચુંકા લાકડાઓના ભારો પણ એના પ્રકાશમાં સરપનોજ ભંડાળ દેખાય છે અને તે તો તમારા રસાયણ શાસ્ત્રીના પણ ખ્યાલમાં હોવું જોઇએ.

**રસાયણ શાસ્ત્રી**—હા ! હા ! એ તો હું તદન વીસરી ગયો હતો. અરે એ સરપ દેખાડવાનુ મીશ્રણ તો મારી પાસે મોજુદ છે. પરંતુ એ ઉપરથી આપણે પેલા વીષયનો ખ્યાલ બીલકુલ ન આવ્યો.

**માતૃગુપ્ત**—એજ તમારી બુદ્ધિની ઝળકાટ દરસાવી આપે છે. કે આ સભામા કેવા બુદ્ધિવાન મળેલા છે અને વીક્રમની કીર્તિને કેટલીક વીસ્તારી શકશે.

**વીક્રમ**—ધન્ય છે વીર વીદ્વાનોના શીર તાજ તારી બુદ્ધિને ધન્ય છે અને આ વીક્રમ પણ તારી કદર કરશેજ એની અનુભવ થયેજ ખાત્રી થશે હવે અત્યારે તો પ્રાતઃકર્મોનો સમય વીતી જાય છે માટે કચેરી વીસરજન કરીએ.



# વારતા ૧૫ મી.

---

## વીક્રમનો ઇનસાફ.

આજે રાજા વીક્રમ દરબાર ભરીને બેઠા છે દરબારમાં વીર રત્નો પણ બેઠા છે. એક બીજાઓ એક એકથી સરસ વીદ્યા વિનોદ ચલાવી રહેલા છે સભા વીદ્યારૂપી પ્રકાશથી ઝલહળી ઉઠી છે. એટલામાં ચાર ભાઇઓએ આવી નીચે પ્રમાણે પોતાની ફરીયાદ નોંધાવી.

---

## ચાર ભાઇઓની ફરીયાદ.

### દોહરો.

દાટયાં રત્ન ગરાશીએ, હતા પુત્ર તો ચાર;
તે લઈ એકે ઓળવ્યાં, કોણ ન્યાય કરનાર. ૧

કોઇ એક ગામમાં જગતસિંહ નામે એક ગરાશીઓ રહેતો હતો. તેને ચાર દીકરા હતા. તેમને સેત્રંજ રમવાનો એટલો તો શોખ હતો કે તે રમવા બેઠા હોય, તે વખત તેમને ભુખ પણ જણાય નહિ. એક દિવસ જગતસિંહ મરવા પડયો, ત્યારે તેણે પોતાના ચારે છોકરાને પાસે બોલાવીને કહ્યું કે મારી પાસે બીજી તો કાંઇ મીલકત નથી, પણ આ ચાર રત્ન છે. અને તે સઘળાં સરખી કીમતનાં છે.

જો તમે મારા મર્ણ પછી કોઇ તીર્થની જગામાં જઇને મારી ઉત્તરક્રિયા કરવાનુ વચન આપો, તો હુ તમને વેંચી આપુ. ત્યારે તે ચારે છોકરાએ તેમ કરવાનુ કબુલ કરયુ, અને વચન આપ્યુ. પછી ડોસાએ ચારે જણુના દેખતા તે રત્ન એક દાબડામાં ઘાલીને દાબડો બંધ કરયો. અને કહ્યું કે આ દાબડો હુ ફલાણી ફલાણી જગાએ દાટું છુ. પણ જ્યાં સુધી તમે મારી ક્રિયા કરો નહિ ત્યાં સુધી તમારે તે ઉઘાડવો નહિ.

કેટલાએક દિવસ પછી જગતસિંહ મર્ણ પામ્યો ત્યારે તેના ચારે દિકરા તીર્થ ઉપર જવાનો વિચાર કરવા લાગ્યા. અને દાબડો સાથે લઇ કાશીએ ગયા. ત્યાં જઇ તેમના બાપની પાછળ સારી રીતે ક્રીયા કર્યા પછી રત્ન વેંચી લેવા બેઠા. અને દાબડો ઉઘાડીને જુએ છે, તો તેમાં એકે રત્ન મળે નહિ. ત્યારે તો તેઓ ચારે જણા સ્તબ્ધ બની ગયા, અને એક એકને કહેવા લાગ્યા કે આ શુ? આપણા બાપે આપણા ચારે દેખતાં રત્ન મુકયાં હતા. અને તે વાત આપણા સિવાય બીજા કોઇને ખબર ન હતી, તો એમાંથી કોણ લઇ ગયુ હશે? એતો આપણા ચારમાંથીજ કોઇએ કાઢી લીધાં હશે, માટે ચાલો આપણે રાજાકને તેનો ન્યાય કરાવવા જઇએ. એમ કરી ત્યાંથી ઉઠયા પણ તે દિવસે ક્રિયા કરતાં છેક સાંજ પડી ગઈ હતી, તેથી રાત્રે પોતાને ઉતારે જઈ પડી રહ્યા.

બીજે દિવસે કચેરી ભરાઈ એટલે પેલા ચાર ભાઇઓએ જઇ રાજા આગળ અરજ ગુજારી કે સાહેબ, અમારે આવી બીના બની

છે. પણ અમે ચાર સગા ભાઇ છીએ માટે અમારે ચોર છતો કરવાની જરૂર નથી. તેમ કોઇને માર ઝુડ કરવાની પણ જરૂર નથી. અમારે તો માત્ર અમારાં રત્ન મળવા સાથે કામ છે, માટે મેહેરબાની કરી અમારામાંથી કોઇની જુબાની લીધા વગર અમને અમારાં રત્ન વેંચી આપો. ત્યારે રાજાએ કહ્યું કે વળી જુબાની લીધા વગર તે ચોર કેમ પકડાતો હશે? અમે તો તમારો ચોર પકડી આપીએ અને તેની પાસેથી રત્ન અપાવીએ. આ વાત તેમને પસંદ પડી નહિ, તેથી તેઓ ત્યાંથી ધીકળ્યા અને દેશે દેશ ફરતા ફરતા વીક્રમરાજાની ઉજણુ નગરીમાં આવ્યા.

વીક્રમ રાજા કચેરી ભરીને બેઠા છે, ત્યાં પેલા ચાર ભાઇઓ આવ્યા અને સલામ કરી ઉભા રહ્યા. રાજાએ તેમનું નામ, ઠામ, તથા આવવાનું કારણ પુછ્યુ. ત્યારે તેમનામાંથી જે મોટો હતો ત બોલ્યો કે મહારાજ, અમે પાસેના ગામમાં રહિયે છિએ. અને અમે ચારે સગા ભાઇઓ છીએ. તેમાંથી મારૂં નામ બહાદુરસિંહ, અને મારાથી નાનાનું નામ જોરાવરસિંહ તથા તેનાથી નાનો છે, તેનું નામ સલામતસિંહ, અને સૌથી નાનાનુ નામ ફતેહસિંહ છે. અમારો બાપ જગતસિંહ મરવા પડયા ત્યારે અમારા ચાર જણુ માટે આ રત્ન મુકી ગયા હતા. તે અમારા દેખતાં એક દાબડામાં ઘાલી એક જગોએ દાટયાં હતાં. પણ તે વખત અમારી પાસેથી વચન લીધું હતું કે, જ્યાં સુધી અમે કોઇ તીર્થની જગામાં જઇ તેમની ઉતર ક્રિયા કરી આવીએ નહિ, ત્યાં સુધી અમારે તે દાબડો ઉઘાડવો નહિ. તેથી તે દાબડો લઇ અમે કાશીએ ગયા ત્યાં જઇ તેમની સારી રીતે ક્રિયા કરયા પછી રત્ન વેંચી લેવા બેઠા. અને ડાબડો ઉઘાડી જોયું તો

તેમાં એક રત્ન દીઠું નહિ. ત્યારે તો માંહોમાંહી એક બીજાને પુછવા લાગ્યા કે, તે કોણે લીધાં હશે? પણ કોઇએ માન્યું નહિ, તેથી અમે ત્યાંના રાજાની કચેરીમાં જઇ ફરિયાદ કરી કે સાહેબ, અમારે આવી આવી બીના બની છે, માટે અમારો ન્યાય કરો. પણ અમારામાંથી કોઈની જુબાની લેવી નહિ, તેમ કોઇને મારઝુડ પણ કરવી નહિ, તથા ચોર ઉઘાડો પાડવો નહિ. ત્યારે રાજા કહે એવી રીતે તે કયાંઇ ઈન્સાફ થતો સાંભળ્યો છે? અમે તો ગમે તેમ કરી તમારો ચોર પકડી આપીએ. એ વાત અમને ગમી નહિ, તેથી દેશે દેશ ફરતા ફરતા છેવટ આપના રાજ્યમાં આવ્યા છીએ. જો આપ એવી રીતે ઇન્સાફ આપવાની હા પાડો તો અમે અહિં રહિએ, નહિ તો અમારે માર્ગે પડીએ.

હવે વીક્રમ વિચાર કરવા લાગ્યો કે આ ઇન્સાફ કોઇથી થઇ શકે એવો નથી. કેમકે જુબાની લેવી નહિ, અને રત્ન વેંચી આપવાં, એ રત્નનો પત્તો કયાંથી લાગે? પણ ચતુર આ બાબદમાં ઘણો જ બુદ્ધિમાન છે, માટે એ ગમે તે રીતે એનો તોડ કાઢશે. તેથી તેને બોલાવી પુછ્યુ કે આ ઇન્સાફ આપણે શી રીતે કરવો? ત્યારે ચતુર બોલ્યો કે પીતાજી એ ચાર જણાને આપણા ગામમાં પંદર દિવસ રાખવા, પછી તેમનો ઇન્સાફ થઇ રહેશે. રાજાએ પેલાં ચાર ગરાશીઆને કહ્યું કે તમે અમારા ગામમાં પંદર દિવસ રહો, તો અમે તમારો ઇન્સાફ કરી આપીશુ. ગરાશિયા કહે સાહેબ, અમારે ઘણા દિવસ ઘર મુકયે થયાં, પણ જો આપ અમારા કહ્યા પ્રમાણે ઇન્સાફ કરો, તો અમે રહેવાને કબુલ છીએ. પછી ચતુરે ચાર જણાને જુદા જુદા ઉતારા અપાવ્યા, અને તેમને પોતે પોતાને ઉતારે નજર કેદ

રાખ્યા. તે દિવસે સાંજ પડી હતી તેથી કચેરી બંધ થઇ અને સૌ પોતપોતાને ઘેર ગયા

ઘેર જઇ વિચાર કરવા લાગ્યો કે, આનો ઈન્સાફ શી રીતે કરવો? એમને કોઇ રીતે છેતરયા શિવાય રત્ન છતાં થવાનાં નથી. તેથી તે ગામમાં કેટલાએક દિવસ થયાં એક પરદેશી આવી રહેલો હતો તેને જઈ મળ્યો. તેનામાં વાત કરવાની એવી તો છટા હતી કે, ગમે તેવી નજીવી વાત હોય, પણ તેને એવી રીતે વિનવીને કહે કે, તેમા ગમે તેવો કામગરો માણસ હોય, તેને પણ રસ ઉપજ્યા વગર રહે નહિ, અને પોતાનું કામ ભુલી જઇ તેમાં ચિત પરોવે, વળી તેને સેત્રંજ રમતાં એવો તો સારો આવડતો હતો કે, તેને માટે મોટા મોટા રજવાડામાંથી હજારો રૂપીઆનાં વરશાસન બાંધી આપ્યાં હતાં. તેને ચતુરસાંહે કહ્યુ કે, આ ગામમાં ચાર ગરાશિયા આવ્યા છે. તેમાંના એકે ચાર રત્ન ચોરયાં છે તેને છેતરીને આપણે તે રત્ન કઢાવીએ તો રાજા આપણા ઉપર ઘણો ખુશી થશે. કેમકે તે ઘણાંક મોટાં મોટાં રાજ્યમાં ફરીને આવ્યા છે, પણ ત્યાં કોઇ કઢાવી શકયું નથી. તેમની એટલી સરત છે કે તે કોણે લીધાં છે, તે જાહેર પડવા દેવું નહિ. આ વાત સાંભળી પેલો પરદેશી ઘણો ખુશી થયો, કેમકે તે એવી વાટ જોતો હતો કે કયારે પ્રસંગ આવે તો હુ રાજાને મળું, અને મારી વિદ્યા બતાવું. વળી તે એટલા માટે ઉજેણીમાં આવ્યો, તે વખત મળી આવ્યો હતો, કે મારે રાજાજીને

મળવું છે તે કેવે પ્રસંગે મળું ? ત્યારે ચતુરે કહ્યું હતું કે જ્યારે લાગ આવશે ત્યારે હું તમને કહીશ. તેથી તેણે આ પ્રસંગ આણી આપ્યો, તેને માટે તેણે તેનો ઘણોજ ઉપકાર માન્યો. અને ઘણા ઉત્સાહ સાથે તે વાત કબુલ કરી. ચતુરે કહ્યું કે તમારે હમેશાં તેમની જોડે જે વાત થાય તે મને જાહેર કરવી. એમ કહી પોતાને ઘેર ગયો.

પેલો પરદેશી સવારના પોહોરમાં ઉઠયો, દાતણ પાણી કરી ખુકાની બાંધી અને હાથમાં ડાંગ લઇ ગામમાં ફરવા નિકળ્યો તેને ચતુરે ઠેકાણાં બતાવ્યા હતાં, તેથી ચાલ્યો ચાલ્યો જ્યાં બહાદુરસિંહ ઉતરયો હતો, તે ફળીયામાં ગયો. તે વખત બહાદુરસિંહ અગાસીમાં બેઠો હતો. તેને પેલા પરદેશીએ પુછ્યુ કે આપનું નામ શુ? ત્યારે તેણે કહ્યું કે મારૂં નામ બહાદુરસિંહ પછી તે પરદેશી ત્યાં બેઠો અને ખુબ વાતે ચઢયો. તડાકા મારતાં દશેક વાગવાનો વખત થયો અને વાતોનો ખુબ રસ આવ્યો, એટલે તે ઉઠીને ઉભો થયો અને કહ્યુ કે " હવે તો હુ રજા લઊં છું, કેમકે મારે જમવાનો વખત થયો છે." બહાદુરસિંહ કહે મહારાજ બેસો, બેસો, હજુ વખત થાય છે, અમે પણ તમારી પેઠે ભુખ્યાજ છીએ ત્યારે પરદેશી કહે ' ના, ના, ફરી કોઇ વખત આવીશ." એમ કહી ત્યાંથી ચાલ્યો. બહાદુરસિંહ કહે ત્યારે પ્રસાદ લઇને આવજો. તો કહે " ઠીક છે આવીશ."

ઘેર જઇ રસોઇ બનાવી જમ્યો. પછી થોડી વાર આરામ લઈ જોરાવરસિંહ જે ફળીયામાં ઉતરયો હતો, તેણી ગમ ચાલ્યો. ત્યાં

જઇ તેની સાથે પણ ઓળખાણ કરી. એવી રીતે બે ચાર દિવસમાં પેલા ચારે ભાઇઓ સાથે સારી પેઠે માયા કરી. અને રોજ તેમને ઘેર જવા માંડયુ.

પણ તે દરેક જણ એમ જાણતો હતો કે, એને મારી જોડેજ માયા છે. બીજા ભાઇ સાથે તો ઓળખાણ પણ નથી. વળી તેમને ખુબ ગમત થવા માંડી તેથી તે પરદેશીને ઘડી ન દેખે તો તેમના જીવને કાંઇ ચેન પડે નહિ. એક દિવસ તે પરદેશીએ તે દરેક ભાઇને પુછયું કે તમને કાંઇ રમત આવડે છે. તો કહે હા, અમે સેત્રંજ રમી જાણીએ છીએ. ત્યારે કહે ઠીક છે. મને પણ આવડે છે. મારી પાસે છે તે હું લેતો આવીશ. એટલે પેલા કહે કે અમારે તો ફકત આ ગામમાં થોડાજ દિવસ રહેવાનું છે, માટે તે પેહેલા લાવો તો ઠીક. પરદેશી કહે કાંઇ ફીકર નહિ, આજ કાલ લાવીશ. એમ કરી કોઇને આજની રાતનો અને કોઇને કાલની રાતનો વાયદો કરયો. એ-વી રીતે ચારજણને જુદો જુદો વખત બનાવી ઘેર ગયો.

હવે ઘેર આવી આ સઘળી વાત ચતુરને કહેતો હતો, તેથી તેણે કહ્યું કે, આજતો હું તમારી સાથે આવીશ, તમને કોઇ પુછેતો કહેજો કે મારો શિષ્ય છે. પણ રમવા માંડો તે પેહેલાં તેમની પાસે એવો લેખ કરાવી લેજો કે, જે હારે તે જાકત આપે. પછી તમે જાણી જોઇને બાજી ઘણા વખત સુધી ચલાવજો, અને બારેક

બાઝ્યાનો સુમાર થાય ને ખરો રસ પડે, તે વખત મને કહેજો કે દીવો સંકોર, એટલે હું જાણી જોઇ દીવો રાણો કરીશ. પછી તમે મને ખીજજો, તે વખત ઘણી રાત ગઇ હશે તેથી પાડોશમાં પણ કોઇ જાગતું નહિ હોય. એટલે દીવો કરવાની ઘણી અડચણ પડશે, તેથી તમે મને કહેજો કે જા, આપણી પેટીમાં એક રત્ન છે, તે લઇ આવ, એટલે દીવા જેવું અજવાળું થશે. પછી જો તેની પાસે રત્ન હશે તો કાઢશે, નહિંતો હું આપણે અહિંથી દીવાશળીની પેટી લાવીશ, અને દીવો કરી તે બાજી પુરી કરીશું. આવી રીતનો વિચાર કરી ચતુરે હિંદુસ્થાની પેરવેશ પેહેરી લીધો અને હાથમાં એક ડાંગ રાખી, તથા બુકાની બાંધી, બગલમાં સેત્રંજ મારી ગુરૂ ચેલો પેહેલ વેહેલા બહાદુરસિંહને ઉતારે ગયા. બહાદુરસિંહ પણ તેમની વાટ જોતો બેશી રહ્યો હતો, તેથી આવ્યા એટલે ઘરમાં બીછાનું પાથરયુ, તથા દીવો મ્હોં આગળ લાવી મુકયો, પછી સેત્રંજ માંડયો તે વખત પેલો ચેલો બોલ્યો કે, એતો ઠીક, પણ ગુરૂજી, એવું કરો કે જે હારે તે એક ઉજાણી આપે. બહાદુરસિંહ પણ રમવામાં કાચો નહોતો, તેથી બોલ્યો કે હા, બરાબર છે, આપણે એ વાતમાં ખુશી છીએ. ત્યારે ગુરૂ કહે કે, હા એક કાગળ ઉપર લખો અને સહી કરો, હું પણ કરૂ છું. એમ કરી એક લેખ લખ્યો, અને તે પેલા શિષ્યના હાથમાં આપ્યો, પછી બે જણા બાજી રમવા માંડયા. રમતાં રમતાં મધ્યરાત્રી ગઇ અને ખુબ રમુજ આવી તે વખત પેલા શિષ્યને દીવો સકોરવાનું કહ્યું, એટલે તેણે દીવેટ પાછી તાણી તેથી દીવો

શણો થયો. પેલા ગરૂએ પોતાના શિષ્યને સારી પેઠે ધમકાવ્યો અને બે ચારેક ગાળો દીધી. પણ બહાદુરસિંહે તેને વારયો. તેથી રહી ગયો, અને પુછ્યું કે તમારી પાસે કાંઇ દીવો કરવાનું સાધન છે? તો બહાદુરસિંહ કહે કે ના, મારી પાસે તો કાંઈ નથી. પછી તેણે પોતાના ચેલાને કહ્યું કે 'જા, આપણે ઘેર પેટીમાં રત્ન છે તે લઈ આવ.' પેલો શિષ્ય બિચારો મધ્યરાત્રે ઘેર આવ્યો, અને તાળું ઉઘાડી દીવાશળીની પેટી લઇ બહાદુરસિંહને ત્યાં ગયો. જઇને કહ્યું કે મહારાજ, રત્નતો જડયું નહિ, પણ આ દીવાશળીની પેટી લાવ્યો છું, પછી દીવો કરી સેત્રંજ પાછો ચાલુ કરયો અને છેવટ બહાદુરસિંહને હારવા વખત આવી, એટલે તે કહેકે મને તો ઉંઘ આવવા માંડી. પેલો પરદેશી કહે મને પણ આવે છે, જો આપની મરજી હોય તો કાલે ખેલીશું. એમ કરી રજા લઇ ઉઠયા. અને ચતુર તથા પરદેશી પોત પોતાને ઊતારે ગયા. હવે પેલો લેખ ચતુર પાસે રહી ગયો હતો, તે તેણે સાચવીને રાખી મુકયો.

બીજે દિવસે સાંજનો વખત થયો, એટલે વળી ચતુર પરદેશીને ત્યાં ગયો, અને પેહેલા દિવસની પેઠે પોશાક પેહેરી તૈયાર થયો. પછી બન્ને જણા જોરાવરસિંહ તથા સલામતસિંહને ત્યાં ગયા, અને તેમને ઘેર પણ એવીજ રીતની તદબીર કરી, તોપણ રત્ન નીકળ્યાં નહીં. તેથી તેમણે વિચાર કર્યો કે, નક્કી ફતેસિંહે લીધાં હશે, માટે કાલ તો તેને ઘેર જવું અને ખુબ રંગ લાવવો. વળી તેને તે બાબતનો

વધારે શોખ છે, માટે તેમાં તેને ચરસ પડયા વગર રહેશે નહિ. અને તેને પાન તથા તમાકુનું વ્યસન છે, તેથી આપણે બે ચારેક પાનની બીડીઓ કરી રાખીશું. અને એકમાં કાંઇ કેફની વસ્તુ રાખીશું, કે જેથી ઘેન ચઢે પછી જો તેની પાસે રત્ન નીકળશે તો બીડી આપી ઘેન ચઢાવીશું, અને તે ઝોકાં ખાવા માંડશે, એટલે તેની પાસેથી ચારે રત્ન લઇ લેઇને રજા માગીશું.

આવી રીતનો વિચાર કરી, ચોથે દિવશે ફતેસિંહને ત્યાં ગયા અને તેની પાસેથી પણ લખાવી લઇ સેત્રંજ રમવા માંડયો. રમતાં રમતાં ફતેસિંહની બાજી જીતપર આવીને તેને લાગ્યું કે હવે થોડા વખતમાં પરદેશીને માહીત કરીશ. એવી આતુરતાથી રમતાં રમતાં મધ્યરાત્રી ગઈ અને આસપાસ કોઈ જાગતુ નહતું, તે વખતે ફતેખાંની બાજી જીતપર છે તેથી અધુરી મુકી ઉઠવા નહિ દે, એમ ધારી પેલા પરદેશીએ ચેલાને દીવો સકોરવાનું કહ્યું, એટલે તેણે જાણી જોઇ રાણો કરયો, પરદેશી તેના ઉપર ખુબ રીસે બળ્યો અને ખીજવા મંડયો ફતેસિંહ પણ ઘણો ચીડાઇ ગયો તેથી કેહેવા લાગ્યો કે જા, હવે ગમે ત્યાંથી દીવો કરી લાવ. પેલો દીવાનું કોડીઉં લઇ ઘર બહાર નિકળ્યો પણ રાત ઘણી ગઇ હતી, તેથી આસપાસ કોઈ જાગતું. નહોતું એટલે પાછો આવી બોલ્યો કે, મહારાજ, આ વખત રાત બહુ ગઇ છે તેથી આસપાસ કોઈ જાગતું નથી. પછી પરદેશી કહે ત્યારે હવે શુ કરવું, તમારી પાસે કાંઈ દીવો કરવાનું સાધન છે?

તે વખત ફતેસિંહ ઘણો આતુર હતો તેથી રત્ન છાનાં રાખ-વાની વાત તો ભુલી ગયો, અને બોલી ઉઠયો કે ઊભા રહો, મારી પાસે રત્ન છે તે લાવું. એમ કરી પોતાની પાસે એક દાબડી હતી તે ઉઘાડી તેમાં ચાર રત્ન હતાં, તેમાંથી એક રત્ન કાઢીને મુકયું એટલે આખા ઘરમાં તેના તેજથી અજવાળું અજવાળું થઇ રહ્યું. પછી પરદેશી બોલ્યો કે, જરાક તમાકું ખાઈ લઉ. એમ કરી પોતે તમાકુ ચોળવા બેઠો અને ચેલાને પાનની બીડીઓ કાઢવાનું કહ્યું. ચેલાએ પેલી કેફવાળી બીડી ફતેસિંહને આપી, અને સારી બીડીઓ પોતે બે જણે ખાધી. પછી પાછો સેત્રંજ રમવા બેઠા. રમતાં રમતાં ફતે-સિંહને ઝોકાં આવવા માંડયાં. એટલે ચેલાએ ધીમે રહીને પેલી રત્નની દાબડી તાણી લીધી, તોપણ ફતેસિંહને ઘણી કેફ ચડી ગઈ હતી તેથી ખબર પડી નહિ અને ઉંઘી ગયો. પરદેશી તથા તેનો ચેલો આવો લાગ જોઈ ચારે રત્ન દાબડીમાં લેઇને તેની રજા માગી ઉઠયા. ફતેસિંહે ઊંઘમાં કહ્યું કે, હા, કાલે આવજો. પણ તેને રત્નનું કાંઇ ભાન રહ્યું નહિ. બીજે દહાડે સવારમાં તેને ઘેન ઉતરી ગયુ એટલે તે ઉઠયો, અને જુએતો રત્ન મળે નહિ. તેથી ઘણો પસ્તાવા લાગ્યો; પણ તે વાત કોઇને કેહેવાય નહિ, કેમકે કહે તો ચોર ઠરે, તેથી "ચોરની મા કોઠીમાં મ્હો ઘાલીને રડે તેમ" તે બિચારાને થયું.

હવે તે ચારે ભાઇઓને પંદર દહાડા પુરા થયા તેથી એક પછી એક, કચેરીમાં આવી હાજર થયા, અને રાજાને કહ્યું કે સાહેબ,

આપના ફરમાવ્યા મુજબ અમારી અવધ પુરી થઇ છે, માટે અમને અમારો ન્યાય ચુકવી આપો તો અમે અમારે રસ્તે પડીએ. રાજાએ ચતુરની સામુ જોયુ, એટલે તે ઉઠી ઉભો થયો અને પોતાની પાસેથી રત્ન કાઢી, ચારે જણને વેંચી આપ્યા. તથા સેત્રંજ રમતી વખત જે લેખ કરયા હતા, તે જે જેના હતા તે તેને આપ્યા. તે વાંચી ગરાશિયા તો ઘણાજ શરમાઈ ગયા અને એક એકના સામું જોવા લાગ્યા, પણ કોણ ચોર તે કોઇને માલમ પડયુ નહિ. છેવટ ચારે જણ રાજાજીને સલામ કરી પોતાને રસ્તે પડયા.

આ હકીકત જોઇને વીક્રમ રાજા તથા તેની કચેરીના સર્વ માણસો તો એટલા અજાયબ થઈ ગયા, કે કાંઇ કેહેવાનીજ વાત નહિ. પછી રાજાજીએ, ચતુરને તે સઘળી બીના જે રીતે બની હતી, તે રીતે કેહેવાનું ફરમાવ્યુ, તેથી તેણે યથાસ્થિત સઘળી વાત કહી. આ સાંભળી સૌ લોકો તેની ચતુરાઇનાં વખાણ કરવા લાગ્યા, અને સૌના મનમાં એમ આવ્યુ કે ચતુરને જો મુખ્ય પ્રધાનની જગો આપી હોય તો આપણા રાજ્યમાં કોઇ દિવસ અન્યાય થાય નહિ, અને સૌને ખરેખરો ન્યાય મળે. રાજા પણ તેના ઉપર બહુ ખુશી થયો તેથી તેને એક ગામ આપ્યુ, તથા બીજો કેટલોએક શિરપાવ કરયો

—⁂—

# વારતા ૧૬ મી.

## ઝાડની સાખ.

એક વૃદ્ધને કાંઇ કામસર થોડો વખત બહારગામ જવું પડયું. તે વખતે પોતાની પાસેથી એક હજાર મોહોરો પોતાના એક ઓળખીતા જુવાન પુરૂષને આપી ગયો. થોડા દિવસ પછી જ્યારે તે વૃદ્ધ પુરૂષે ત્યાંથી પાછા ફરી પોતાનું નાણું માગ્યુ ત્યારે પેલા જુવાને તેને કાંઇ પણ નાણુ પોતાની પાસે હોવાની ચોખી ના પાડી. પેલા વૃદ્ધે પ્રથમ કાલાવાલા કર્યા પણ જ્યારે કાંઈ ન વલ્યું ત્યારે ધમકી આપવા માંડી, એટલે પેલા જુવાને તેને ધકકો મારી કાઢી મૂકયો. આ ઉપરથી પેલો વૃદ્ધ ચતુર પાસે ફરિયાદ કરવા ગયો. વીક્રમે વાદીનું કહેવું સાંભળી લઇ પ્રતિવાદીને બોલાવી મંગાવ્યો. પેલા જુવાનને પૂછતાં તેણે ચોખી ના પાડી કે, આ વિષે હું કાંઈ પણ જાણતો નથી. તેમ પોતે સોગન ખાવા કબુલ થયો. પેલો વૃદ્ધ બોલ્યો, "મહારાજ, આ તદન જુઠું બોલે છે. એના સોગન ઉપર વિશ્વાસ રાખનાના."

થોડીવાર વિચાર કર્યા પછી ચતુરે કહ્યું, "તેં જ્યારે આ જુવાન માણસને મોહોરો સોંપી તે વખતે તારી પાસે કોણ હતુ? તારા કોઈ સાક્ષીઓ હતા કે નહીં?" ફરિયાદી બોલ્યો, "મહારાજ, મારો સાક્ષી કોઇ નથી. મેં એને એકાંત જગામાં એક આંબાના ઝાડ નીચે મોહોરો આપી તે ઠેકાણે તે સાક્ષી કોણ હોય?"

આ સાંભળી વીક્રમ બોલ્યો, "વાહ વાહ, આવો સારો થાક્ષી છે છતાં કોઇ સાક્ષી નથી એમ શા ઉપરથી બોલે છે? તે આંબાનું ઝાડ તારી તરફથી સાક્ષી પુરશે. જા, તે ઝાડને મારો સંદેશો પહોંચાડ કે વીક્રમ તને બોલાવે છે. તેમછતાં ન આવે તો ચતુરને નામે બોલાવજે એટલે પોતાની મેળે ઝાડ આવી સાક્ષી પુરશે. જા જલદી કર."

ફરિયાદીએ કહ્યું, "ઝાડ તે કાંઇ સાક્ષી આપે? આ તે વાત બને?"

ચતુરે કહ્યું, "તારે વધારે વાત કરવાની જરૂર નથી. મેં કહ્યો છે તે મારો હુકમ બજાવ."

પેલા વૃદ્ધને આ વાત ખરી લાગી નહિ તોપણ ચતુરની આજ્ઞા બજાવવા તે ચાલ્યો. તેના જવા પછી થોડીવારે ચતુરે જાણે પોતાને ઉતાવળ હોય તેવી રીતે પેલા જુવાનને પછયું, "પેલો માણુસ ઝાડ આગલ જઇ પહોચ્યો હશે કે?"

પેલા જુવાને તરત જવાબ દીધો, "નહી સાહેબ ઝાડ તો ઘણુંજ લાંબે છે અને જવાનો રસ્તો પણ ઘણો ખડબચડો છે."

ઠગારે કહ્યું, "ઠીક."

થોડીવાર પછી પેલો વૃદ્ધ પાછો ફર્યો. તેણે આવીને કહ્યું, "મહારાજ, મેં તમારી આજ્ઞા ઝાડને કહી સંભળાવી. પણ ઝાડ તો કાંઇ બોલ્યું નહિ. એટલે હું પાછો આવ્યો."

ચતુરે કહ્યુ "તો તારી આગલ આવી જે કાંઇ ખરૂં હતું તે કહી પાછું ગયું. મારે વધારે સાક્ષી પુરાવાની જરૂર નથી."

આ સાંભળી પ્રતિવાદી જે જુવાન હતો તે બોલ્યો, " મહારાજ, તમે જુઠું શા માટે બોલો છો ? હું તો ત્યારના તમારી પાસેજ બેઠો છું. તે જો ઝાડ અહીં આવ્યું હોત તો મને નજરે દેખાત કે નહિ? મેં તો કાંઈ દીઠું નથી.

આ સાંભલી ચતુર બોલ્યો, "અરે જુઠા માણસ, ઝાડ જો કે અહી આવ્યું નથી તોપણ આ ફરીયાદીએ તારી પાસે પોતાનું નાણું રાખ્યુ હતું એવી શાક્ષી તો તે ઝાડની તરફથીજ મલી છે. તે ઝાડ વિષે તને ખબર છે. મેં તને પુછ્યું કે, 'તે માણસ કયારે આવશે' ત્યારે તેં જવાબ દીધો કે 'તે ઝાડ તો લાંબે છે અને જવાનો રસ્તો પણ અગવડ ભરેલો છે.' માટે ને આ માણસની મોહોરો લીધી છે, એમાં તો શક નહિ."

આ ઉપરથી પેલા માણસે બધી વાત કબુલ કીધી અને પેલા વૃદ્ધની મોહોરો તેને સ્વાધીન કરવા ખુશી બનાવી ચતુરે મોહોરો તેના ખરા માલેકને આપી પેલાને યોગ્ય સજા કીધી.



# વારતા ૧૭ મી.

## વગર પુરાવે ખુન શોધી કાઢયું.

### દોહરો.

વગર પુરાવે પકડવો, ખુની જેહ ખચીત;
એ તો છે અદભુત અતિ, રાજ નિતીની રીત. ૧

એક દિવસને સમે કોટવાલ ચતુરસાહ આગળ સવારમા આવીને જાહેર કર્યું કે સાહેબ ગઇ રાત્રે બાર ઉપર બે વાગ્યાને સુમારે હું રોન કરતો ફરતો બજારમાં માણેક ચોક આગળ આવ્યો. ત્યાં એક ગાસડી પડી હતી. તે ગાસડી છોડીને જોતાં, તેમા હજામ લખાની કોઇ શખ્સે તરવારથી મારીને લુગડામા બાધી તે ગાસડી મુકી ગએલ છે, તેને મારનાર કોણ? અને તેને કયારે માર્યો તે કાંઇ માલુમ પડતું નથી. આ વાત સાભળી જે જગ્યાએ તે ગાસડી પડી હતી, ત્યા ચતુર ગયો. ત્યા જઇ પચાતનામુ લેવડાવી મરનારના સગાંને પુછયુ કે જો તમને કોઇના ઉપર શક હોય તો કહો? હવે મરનારના સગાંઓને પણ ખબર નથી. જેથી કોઇનુ તેઓએ નામ આપ્યુ નહીં. પછી કોટવાળને ગાંસડી બાધવાનુ લુગડુ રાખવાનુ કહી, લખા હજામને કોણે મારી નાંખ્યો છે, તેને ચાર દિવસમાં શોધી કાઢવાનું

કહી, ચતુર ચાલતો થયો. અને મૈયતના સગાંને મૈયતને અગ્નિ દાહ દેવાને રજા આપી પછી કોટવાલે તથા બીજા અમલદારોએ મારી નાખનારનો ઘણોએ તપાસ કર્યો, તોપણ તે મળ્યો નહીં. આખરે પાંચમે દિવસે કોટવાલ તથા બીજા અમલદારોંએ ચતુર આગળ આવી જાહેર કર્યું કે, સાહેબ ! આપના ફરમાન મુજબ ખુનીને શોધી કાઢવાનો અમે ઘણો પ્રયત્ન કર્યો છતાં તેનો પત્તો મળતો નથી. એ સર્વે હકીકતથી વાકેફ થઇ ગાંસડી વાળું લુગડું પોતા પાસે રાખી સર્વેને રજા આપી.

હવે પ્રિય વાચના!ર ! ચતુર ખુનીને કેવી રીતે શોધી કહાડે છે તે જોવાનું છે. પછી ચતુરસીએ વિચાર કર્યો કે આ ગાંસડી વાળું કપડું કોનું છે, તેનો પ્રથમ તપાસ થવો જોઇએ. કારણ કે તે લુગડું હજી તે તાજું કોઈ ધોબીનું ધોએલું છે. તેટલા માટે પહેલાં ધોબીનો તપાસ કરવો જોઇએ. એવી ધારણા કરીને પહેલ વહેલાં ધોબીની નાતને બોલાવી. અને સર્વે ધોબીમાંથી એકેક જણને પોતાની નાતને બોલાવા. અને સર્વે ધોબીમાથી એકેક જણને પોતાની પાસે બોલાવી ગાંસડી વાળું લુગડું બતાવ્યુ. અને કહ્યું જે આ લુગડું તમારૂં ધોએલું હોય તો કહો જે તે કોનું છે ? ત્યાં વીશ ધોબી એક પછી એક આવી ગયા. પણ કોઇએ વરત્યુ નહીં છેવટ એકવીસમા ધોબી મુરારને સદરહુ લુગડુ બતાવતાં તે કહેજે સાહેબ, આ લુગડું મારો ઘરાક વાઘરી પુંજો છે તેનું છે. આ લુગડું આશરે સાત આઠ દિવસ ઉપર મેં ધોઇ આપેલું છે. આ હકીકત સાંભળ્યા પછી ચતુરે એ સર્વે ધોબીને રજા આપી. વાઘરી પુંજો ક્યાં રહે છે. તે શું ધંધો કરે છે અને તેને કેવા માણસની સોબત છે, તેની ચ-

તુરે તપાસ કરવા માંડી. તપાસ કરતાં પુંજાનો ધંધો ચોરીનો માલુમ પડયો. અને વળી પુંજો અફીણી, ભાંગ, અને ગાંજાનો બંધાણી માલમ પડયો. તેમ પુંજાના સોબતીઓ પણ હલકા દરજ્જાના માલુમ પડયા. મરનાર હજામ લખાને અને વાઘરી પુંજાને ચોરીનો માલ વહેંચી લેવામાં થોડા દિવસ ઉપર એટલે હજામનુ મરણ થયાની બે દિવસ અગાઉ તકરાર પડી હતી. એવુ પણ ચતુરે ધોબી પુંજાના સોબતીઓથી માલુમ પડયુ. આ ઉપરથી ચતુરને પુંજા ઉપર વધારે શક જવા લાગ્યો. તેથી ચતુર હમેશા રાતની વખતે પુંજાના ઘરની પછવાડે શુ વાતચીત થાય છે, તે સાભળવા જવા લાગ્યો. ત્યાં એક સમયે પુંજાની વહુ પુંજાને કહેવા લાગી જે હવે ધધામાં કોઇને ભાગીઓ કરશો નહિ. નહીં તો વળી લખાવાળંદની પેઠ અરધો અરધ ભાગ લઇ જશે; ત્યારે પુંજો પોતાની સ્ત્રીને કહેવા લાગ્યો કે હવે હું ઘેલો નથી કે કોઇને ભાગીઓ રાખુ. એક લખો ભાગીઓ હતો, તેને પણ ગતે કરવાની લાબો વખત થયાં તજવીજ કરતો હતો, ત્યારે ઘણી મુસ્કેલીથી હમણા લાગ આવ્યો. માટે હું કોઇને ભેળો ભેળવું, એ તારે સ્વપ્ને પણ સમજવુ નહિ. હવે ચોરીનો માલ સર્વ આપણે આગવો રહેશે. આ સર્વે વાત પુંજાનુ ઘર જે માટીનુ ઝુપડા જેવું હતું, અને તે ઘરના પછવાડેના ભાગમાં જાળીઆં પડતાં હતાં, ત્યાંથી ચતુર કાન દઇને સાભળતો હતો. કેટલી વાતચીત થયા પછી પુંજો અને તેની સ્ત્રી સુઇ ગયા, અને ચતુર ત્યાંથી પોતાને ઘર ગયો.

હવે ચતુર ઘેર જઇ વિચાર કરવા લાગ્યો જે, વાળંદ લખાનું ખુન કરનાર પુંજો વાઘરીજ છે. તે સિવાય બીજું કોઇ નથી. કેમકે

પહેલા મુદ્દામાં ધોબીઓને તપાસતાં લુગડું પુંજાનું માલમ પડે છે. બીજા મુદ્દામાં પુંજો કેફી છે, એટલે કેફી માણસ તોરમાં તેવું અઘોર કામ કરવાને વાર લગાડતા નથી, ત્રીજા મુદ્દામાં વિચાર કરતાં તેના સોબતી લોકો સારા નથી અને વળી મરનારને અને પુંજાને ચોરીનો માલ વહેંચી લેવા બાબત થોડા દિવસ ઉપર તકરાર પડી હતી. વળી ચોથા મુદ્દામાં પુંજાની પોતાની કબુલાત પોતાની સ્ત્રીની સાથે વાતચીત કરતો હતો તેમાં આવી છે. માટે ગુનોહ કરનાર પુંજો છે, એમ ચતુરને ખાત્રી થઇ. પણ આટલાજ ઉપરથી તેને તહોમતદાર ઠરાવીશ, તો તે ન્યાયસર કહેવાશે નહિં. કેમકે આ સર્વે મારી જાત માહિતી છે, પણ કાંઇ ખુલ્લો પુરાવો આવ્યો નથી. જેથી કોઇ એવી યુક્તિ લડાવવી જોઇએ, કે પુંજાના હાથની કબુલાત આવી જાય; કે પછીથી તે ફરી જાય નહિ. અને ન્યાયસર પણ ત્યારે જ કહેવાય. વળી કહેવત છે કે,

### દોહરો.

"પાનીમેં પાની મિલે, મિલે કીચમેં કીચ;'
"સાધુમેં સાધુ મિલે, મિલે નીચમેં નીચ.

માટે હું પણ તેમાં મળી જાઉં, તોજ પુંજા સપાટામાં આવશે. નહિતો કદી આવનાર નથી. આવો વિચાર કરી ચતુર એક દિવસ રાતના આઠ વાગ્યાને સુમારે બાવાનો વેશ લઇને ભીખ માગતો માગતો પુંજાને ઘેર ગયો. અને ત્યાં જઇ લોટ માગવાનો સવાલ કરીને જાણે કે પોતે અફીણનો બંધાણી હોય, તેવા ચિન્હ પુંજાને બતા-

થવા લાગ્યો. ચતુરે પુંજાને કહ્યું જે ભિક્ષા કરવાને અવળે થઇ જતી હતી, તેથી ઉતાવળથી ભાગ્યો. એટલે અફીણ ખાતાં ભુલી ગયોછુ. અને અફીણ ખાવાનો વખત જતો રહ્યો, ને અફીણ લેવાણું નહિ, તેથી મને ઘણુંજ વસમું લાગે છે; માટે જો તમે અફીણ ખાતા હો, ને તમારી પાસે હોય, તો જરા મને મહેરબાની કરીને આપો. પુંજો બોલ્યો–મહારાજ હુ અફીણનો બંધાણીછુ, અને જોઇએ તેટલું અફીણ મારી પાસે છે' એટલુ બોલીને અફીણની કટકી દીધી. વળી અફીણના બંધાણીની રીત છે કે અફીણ જોરાવરીથી લેવડાવે, તથા જોઇએ તેટલુ વાપરી નાખે, પણ તમાકુની ચલમ માગે, તો તે ન આપે. હવે ચતુરે અફીણની કાંકરી મોમાં નાખી, ને પુંજાને કહ્યું જે આ અફીણ તો હલકા માંયલુ છે, જેથી અફીણનો નીશો બરાબર આવશે નહીં. માટે બીજી કટકી આપો. એમ કહી બીજી કટકી લઇ મોમેં નાંખી. અને કહ્યું કે આવા હલકા અફીણથી મને બરોબર નિશો આવશે નહીં. માટે ઘેર જવું પડશે. ત્યારે પુંજો બોલ્યો કે મહારાજ હું જે અફીણ ખાઉંછુ તે ઉંચામાં ઉંચુછે. એવું તો ગામમાં પણ મળવું મુશ્કેલ છે. અને તમે કેમ હલકું કહોછો ? ત્યારે ચતુરે કહ્યું કે આવતી કાલે રાતના આઠ વાગ્યાને સુમારે તમે ગામવાડી પાસે મારો ઉતારો છે, ત્યા આવજો. હુ મારવાડમાથી હાલમાજ અદીશેર અફીણ લાવ્યોછુ. તેમાંથી તમે જરા લઇ જોજો. અને જો તમને પસંદ પડશે તો તેમાથી અચ્છેર અફીણ હુ તમને આપીશ. ત્યારે પુંજાએ આવતી કાલના આઠ વાગે આવવાની કબુલાત આપી. એટલે ચતુર એ સાંભળી ચાલતો થયો. અને પોતાને ઉતારે આવ્યો. વળતે દિવસે ચતુર જે

જગ્યાપર પુંજાને આવવાનું કહ્યું હતું, તે જગોએ સાધુ જેવો વેષ લઈ ગયા તથા સાધુ જેવો સામાન રાખી, એક માતાનુ પુતળુ બેસાડી, તથા દરબારમાંથી ઉંચામાં ઉંચુ અદાસેર અફીણ લઇ જઇને ત્યા રાખ્યું આઠ વાગ્યાનો સુમાર થયો, એટલે પુંજો નિમેલી જગોએ ગયો તો ચતુરે બાવાનો વેષ લઇને માતાની પુજા કરતો હતો. તેણે જેવો પુંજાને દીઠો કે તરત તેને સારી રીતે બોલાવી આદરમાન કરીને બેસાડયો. અને અફીણનો ડબો કહાડીને કટકી પુંજાને આપી. ત્યારે પુંજાએ તે કટકી લઈ ખાધી તો તે અફીણ ઘણુંજ સરસ માલુમ પડ્યુ, તેથી તે અફીણના પુંજો ઘણાજ વખાણ કરવા લાગ્યો. પછી ચતુર અચંછર અફીણનો કટકો પુંજાને સમ દઈને આપવા લાગ્યો, ત્યારે તે લેવાને પુંજાએ હાથ ધર્યો, એટલે તે કટકો ચતુરે પુંજાના હાથમા મેલ્યો, અને કહેવા લાગ્યો કે તમારા હાથમાતો એવી રેખા પડેલી છે કે તમે કોઈ મોટા પૈસાદાર થવાના છો, અને વખતે રાજયની ગાદીને લાયક પણ થાઓ, એમ ભાસેછે. પણ અફસોસ એટલોજ કે તમે જે ધંધો કરોછો, તેમાં મહેનત તમારી અને અરધ ભાગ બીજા લઈ જાયછે. તમારા ભાગીઆના ગ્રહ એવા તો નબળા છે કે તેને લીધે તમને વધારે પ્રાપ્તિ થતી નથી. વળી તમે જે ધધો કરોછો. તેમાં પણ જો એક જણજ તમારી પાસે હોય. તો તમને કોઇ જીતી શકે નહી. આવી આવી યુક્તિથી ચતુરે જે વાતો કરી, તેથી પુંજો તો એટલો બધો ખુશી થઇ ગયો કે હદથી પણ જ્યાદે. એમ તેણે ચતુરને કહ્યું કે મને કોઇ ન

દેખે એવી જણુશ કઇ ? ત્યારે ચતુર કહે જે ભાઇ તે જણુસ તો કોઇ સાહુકાર કે રાજાનું ઘર ફાડે તેના છે કામની કેમકે તે ખાતર પાડવા જાય, અને તે જણુશ પાસે રાખી હોય, તો તેને કોઇ દેખે નહિ; ત્યારે પુંજો કહે કે મહારાજ હું પણ તેમાં વાકેફગાર છુ. અને મારો પણ તેજ ધંધો છે. માટે કૃપા કરીને મને તે જણુશ આપો. પછી ચતુર કહે જે ભાઈ તે જણુશને માટે અગાઉથી ક્રીયા થવી જોઇએ. અને પછી તે જણુશ બને છે. તે જણુશ જવલેજ હાથમા આવે. અગાઉના વખતમાં રાજા ભોજ તથા વિક્રમાજીત, જેઓ રાતને વખતે પોતાની વસ્તીની ચર્ચા સાંભળવાને નીકળતા હતા, ત્યારે તે જણુશ પોતાની પાસે રાખતા હતા. જેથી તેને કોઇ દેખી શકતા નહિ. વળી અગાઉના ચાચીઆ ચોર, ખાપરો, અને કોડીઆ, તેઓ મોટાં મોટાં ખાતર પાડતા તેઓ તે જણુસ રાખતા. અને તે ચીજ રાખવાથી તેમને કોઇ દેખી શકતું નહી. અને તેથીજ તેઓ મોટી મોટી ચોરીઓ કરી શકતા હતા. આવી આવી વાતો સાંભળી પુંજો તો વધારે ગરજવાન થતા ગયો, અને મહારાજને કહેવા લાગ્યો જે ગમે તેટલો ખર્ચ થાય, તે આપવાને હુ તૈયારછું, પણ મને તો જણુસ મળે, તેવી કૃપા કરો. ત્યારે ચતુર કહે જે ભાઇ, તેમા કાંઇ પેસાનો ખર્ચ નથી, પણ તમે મને આટલો બધો આગ્રહ કરોછો, અને વળી મારે એને તમારે મિત્રાઇ થઇ છે, તો મારે કહેવું પડેછે કે પોતાના ભાગીઓ હોય, વળી તેને બાઇડી છોકરાં ન હોય, તેને હથીઆરથ

પારેલો હોય, તે હથિયાર જોઇએ. એને બીજુ' કાળુ' લુગડુ' બાર ૧૦ ) જોઇએ. પછી તે લુગડાના બે કટકા માતાની રૂબરૂ જ હથિયારથી મારેલ હોય, તે હથિયાર વતી કરવા જોઇએ. અને તે હથિયાર અને લુગડું રાત આખી માતા પાસે રહેવા દેવાં જોઇએ. અને આખી રાત મારે માતા પાસે બેશીને મંત્ર ભણવાના હોય, તે ભણુવા જોઇએ. અને સવારે તે લુગડાનો અ'ધારપ'છેડો કરી આપુ'. પછી તે અ'ધારપછેડો લઇને ખાતર પાડવા જાઓ, તો કોઈ ન દેખે પણ હાલતો મારાથી તે કામ બને તેમ નથી. કારણ કે તમારાથી તે કામ બનેલ નથી. અને હાથમાં તમારા ભાગીઆને મારવાને જાઓ, અને તે કામ કરો, તો વાર લાગે અને મારે તો આવતી કાલે સવારના દસ વાગે જવાનું છે; એટલે હવે બનવુ' મુશ્કેલ. પણ હું છમાસ ઉપર આવીશ, ત્યારે તે ચીજ તમને બનાવી આપીશ. તે દરમ્યાન તમે ઉપર કહેલુ કામ કરી રાખજો.

ચતુરનુ આવું બોલવુ' સાંભળીને પું'જાને તો ઘણો આન'દ થયો. અને મનમાં વિચાર્યુ કે આપણે લખાને મારી નાંખ્યો, તે બહુજ સારૂ' કર્યુ છે. લખાને મારવાથી બે લાભ થયા એક તો એ કે લખાને ભાગ દેવો મટ્યો, અને બીજુ' વળી અધારપછેડા જેવી અમુલ્ય વસ્તુ પણ આપણા હાથમાં આવશે. હવે મારે મોટાં મોટાં ખાતરો પાડવાની મજા પડશે. આવા આન'દ ભરેલા વિચારમાં ને વિચારમાં પુ'જો ચતુરે કહે જે મહારાજ તમે છ માસનો વાયદો કરો

છો. પણ કોને કાલની ખબર છે. તમે કહ્યું તે પ્રમાણે બધી જણસો હમણાંજ હાજર હોય, તો પછે કાંઇ આપને હરકત છે. ત્યારે ચતુર કહે કે મારા કહેવા પ્રમાણે હાજર હોય, તો હું કરવાને તૈયાર છું. પછી પુંજો લખા વાળંદનું ખુન કર્યાનું કબુલ થયો, અને મારવાનું હથિયાર તથા દમવાર કાળું લુગડું એક કલાકમાં લાવી આપવાની કબુલત આપી. અને હોંશમાં ને હોશમાં પોતાને ઘેર ગયો અને બનેલી સર્વે હકીકત પોતાની સ્ત્રીને કહી, તેની સ્ત્રી પણ આ સાભળીને ઘણીજ ખુશી થઇ, અને ધારેલું કામ જલદી કરવા ભલામણ કરી. પણ બન્ને જણા જાણતા નહોતાં કે આનું પરિણામ છેવટ શુ આવશે. વળી કહ્યું છે કે—

## દોહરો.

કરત કુસગ ચાહત કુસલ, એહિ બડો અફસોસ;
મમુદ્રકો મહિમા ઘટયો, રાવન બસ્યો પડોસ.

પછી પુંજો તો કાળું લુગડું બજારમાંથી વાર ૧૦ ) તથા જે તરવાર વતી લખાને માર્યો હતો, તે તરવાર લઇને ચતુર આગળ એક કલાકની અદર આવ્યો, અને ચતુરને આપ્યુ. પછી ચતુરે તરવારવતી લુગડાના બે કટકા કર્યા, અને બંનેને ખીલીને પછેડી જેવું પહોળું લુગડુ કર્યું, એટલે તે લુગડું ઓઢી શકાય. પછી ચતુરે તે લુગડામાં તરવાર વીટીને પુંજાને કહ્યું જે ભાઇ જો તમે તમારા

ભાગીઆને માર્યો હોય, અને તરવાર પણ તેજ હોય, તો આ માતા આગળ સોગન ખાઇને ચીઠી લખીને લુગડું અને તરવાર માતા આગળ મુકી છે તે સાથે મુકો. કે જેથી માતાને વિશ્વાસ આવે. જો ખોટું બોલતા હશો તો આ માતાનો ચમત્કાર એવો છે કે તમે હમણાંજ બળીને ભસ્મ થશો. માટે જો ખરેખરી વાત હોય તોજ લખજો. નહિતો નાહક તમારો જીવ ખોશો માં, ત્યારે પુંજો કહે કે તે ખરી વાત છે. એમ કહી. નીચે પ્રમાણે ચીઠી લખી આપી.

"હું પરમેશ્વરના તથા માતા ખોડીઆરના સોગન ખાઇને મારી રાજી ખુશીથી તથા અક્કલ હુંશીઆરીથી લખું છું કે મારો ભાગીઓ વાળંદ લખો, જે હું અને તે ભેળો ધંધો કરતા હતા; તેને ને મારે ભાગ પાડતાં તકરાર પડવાથી સાત દિવસ આ તરવારથી મારા ઘરમાં તેને રાતના બાર ઉપર બે વાગ્યાને સુમારે મારી નાંખી, મારા લુગડામાં ગાંસડી બાંધી, બજારમાં માંડવી ચોકમાં તે ગાંસડી મુકી આવેલો છું. એ વાત ખરેખરી છે; માટે હે ખોડીઆર માતા આ લુગડાનો અંધેર પછેડો કરી આપજો."

પછી તે કાળું લુગડું તથા ચીઠી અને તરવાર માતા આગળ મુકીને માતાના મંદિરનાં કમાડ બંધ કર્યાં. પછી કહે કે સવારે આઠ વાગ્યાને સુમારે આવજો. અને અંધારપછેડો લઇ જજો. અને હું આખી રાત મંત્ર ભણીશ. પછી પુંજો પોતાને ઘેર ગયો. અને ચતુર

પાસેથી તે સર્વ ચીજો લઇને પોતાને ઘેર ગયો. પછી વળતે દિવસે પુંજાને કેદ કરવામાં આવ્યો, અને લુગડાની બાબતમાં ધોબીની સાક્ષી, વળી પુંજાને અને લખાને તકરાર થઇ હતી, તેના સાક્ષી પણ લીધા. તોપણ પુજો ઈનકાર જવા લાગ્યો. છેવટ પુજાના હાથની ચીઠી તથા લુગડું અને તરવાર ચતુરે કાઢીને દેખાડી. અને તે ચીઠી પુજા પાસે વંચાવી. એટલે પુજાનો ચહેરો ફીકો પડી ગયો. અને વાળંદને માર્યાનું પોતે કબુલ કર્યું. આવી યુક્તિ જોઈને વીક્રમ રાજાએ તથા કચેરી સર્વ માણસોએ ચતુરના વખાણ કર્યા.

ચોથો ભાગ સમાપ્ત.

# હવે પછી બહાર પડનારાં પુસ્તકો

| | |
|---|---|
| ચતુરસીંહ ઠગારો. ભાગ પહેલો. ... ... ... | રૂ. ૦—૮ |
| ચતુરસીંહ ઠગારો. ભાગ બીજો. ... ... ... | રૂ. ૦—૮ |
| ચતુરસીંહ ઠગારો. ભાગ ત્રીજો. ... ... .. | રૂ. ૦—૮ |
| ચતુરસીંહ ઠગારો, ભાગ ચોથો. ... ... ... | રૂ. ૦—૮ |
| બાદશાહ બીરબલ. ૧ થી ૧૮ ભાગ. ... ... | રૂ. ૦—૧૨ |
| ચંદ્રકળા અને બહુરૂપીઓનું બજાર. ભાગ પહેલો... | રૂ. ૧—૦ |
| ચંદ્રકળા અને બહુરૂપીઓનું બજાર. ભાગ બીજો... | રૂ. ૧—૦—૦ |
| ચંદ્રકળા અને બહુરૂપીઓનું બજાર. ભાગ ત્રીજો... | રૂ. ૧—૦—૦ |
| ચંદ્રકળા અને બહુરૂપીઓનું બજાર. ભાગ ચોથો... | રૂ. ૧—૦—૦ |
| સ્વર્ગની રમણીઓ. ... ... ... ... ... | રૂ. ૧—૦—૦ |
| નગરશેઠની શેઠાણી. ... ... ... ... ... | રૂ. ૧—૦—૦ |
| મહા ભારત રાગ રાગણી. વ્યાસજી વલ્લભરામનું બનાવેલું. | રૂ. ૪—૦—૦ |
| બસો વર્ષનું પંચાંગ. ... ... ... ... ... | રૂ. ૨—૦—૦ |
| હીંદરાજસ્થાન. આસરે ૧૫૦૦ પાનાનું બાપાવાળાએ બનાવેલું. ... ... ... ... ... | રૂ. ૫—૦—૦ |